ગ્રન્થોદય ગ્રન્થમાળા મણકો ૧ લો.

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## ભાગ ૧ લો.

### આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

### સુધારાનો સાર કે ફૅશનનો માર ?

દોહરો.

કહ્યાગરો છે દીકરો ગુણવંતી છે નાર,
જેના ઘરમાં તે વસે ધન્ય તેનો અવતાર.

લખનાર
ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.
રાયપુર–અમદાવાદ.

પ્રકાશક
હરિભાઈ દલપતરામ પટેલ.
શાહપુર–અમદાવાદ.

મુલ્ય એક રૂપિયો.

આવૃત્તિ ૩ જી.                    પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૩.                    સને ૧૯૧૭.

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.



उपेन्द्रवज्रा.

येषां न विद्या न तपो न दानं ।
न चापि शीलं न गुणो न धर्मः ॥
ते मर्त्य लोके भुवि भारभूता ।
मनुष्यरूपेण मृगाश्चरंति ॥

**प्रमाणसहस्त्री.**

*     *     *     *

જે સ્ત્રી પુરૂષમાં વિદ્યા, ઇન્દ્રિય નિગ્રહ, પરોપકાર, સારો સ્વભાવ, ગુણ તથા સદાચરણ નથી તે મર્ત્યલોકમાં પૃથ્વી ઉપર ભાર માત્ર થઇ મનુષ્ય રૂપે મૃગોજ વિચરે છે. આચાર પ્રકરણ.

# શ્રી સરસ્વતિ પ્રેમશૌર્ય મંદિર.

## આનંદ દર્શન.

### દોહરા.

સદ્‌બુદ્ધિ શુદ્ધ ભાવના, શુદ્ધ અંતરના કોડ;
કસી કસાવી કેળવે, શંકર ને રણછોડ.
અજબ પ્રીત અવનિ વિષે, અજબ ગુણ ભંડાર;
મનની મનમાં જઈ મળે, તો તો એકજ તાર.
હરિ ત્રીભુવન ઝગઝગે, જુગતા જુગતી જોડ;
નાખી નજરે રીઝતા, શંકર ને રણછોડ.
પુષ્પ પત્રાં વગડા વિષે ખીલે ને કરમાય;
ભાગ્ય વિના નવ સાંપડે, મૂરખ મન કચવાય.
જતન કરીને જાળવે, ઉછરે કુમળા છોડ;
ખાતરની જો ખોટ તો, ક્યાં શંકર રણછોડ.

### દોહરો.

હિરા ગિરાની ગાંસડી શકે ન પારખી કોઈ
કવિ ઝવેરી પારખે રત્ન કાચ કર લેઇ.

# કહ્યાગરો દીકરો



**" मातरं पितरं चैव साक्षात्प्रत्यक्षदेवताम् ।**
**मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥**

સુપુત્રે માતપિતાને સાક્ષાત પ્રત્યક્ષ દેવતા માની તેમની સર્વદા સર્વ પ્રયત્નથી સેવા કરવી. મહાનિર્વાણતંત્ર

**श्रावयेन्मृदुलां वाणी सर्वदा प्रियमाचरेत् ।**
**पित्रोराज्ञानुसारी स्यात्सत्पुत्रः कुलपावनः ॥**

કુળને પાવન કરનાર સુપુત્રે માબાપને કોમળ વાણી સંભળાવી સર્વદા તેમનું પ્રિય કરવુ તથા તેમની આજ્ઞામાં રહેવુ. મહાભારત અનુશાસન પર્વ

**ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यस्तु पोषकः ।**
**तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृतिः ॥**

જે પિતામાં ભક્તિ રાખે તે પુત્ર, જે પોષણ કરે તે પિતા, જેમાં વિશ્વાસ રહે તે મિત્ર તથા જેનાથી સુખ થાય તે સ્ત્રી જાણવી પ્રમાણુસંગ્રહના આચારપ્રકરણ

**एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना ।**
**वासित तद्वनं सर्व सुपुत्रेण कुलं यथा ॥**

જેમ એક પણ પુષ્પ તથા સુગંધયુક્ત સારા વૃક્ષ કરી બધુ વન સુગંધયુકત થાય છે તેમ એક સુપુત્ર વડે આખુ કુળ દીપી ઉઠે છે. ચાણાક્યનીતિ.



# ગઝલ.



પૂરી પ્રીતે પૂજે પિતા, માની શિવરૂપ સુખ શાતા;
ગણે શક્તિ સમી માતા, ધરામાં ધન્ય તે સુતને ! ૧
રીઝે નીત પિતુ-ભક્તિથી, સંતોષે તાત જુગતિથી;
બને મસ્તાન મુક્તિથી, ધરામાં ધન્ય તે સુતને ! ૨
ગ્રહી શિરે સદનનો ભાર, સદા સુખી ગણે અવતાર;
પિતુ આધારનો આભાર, ધરામાં ધન્ય તે સુતને ! ૩
ધરામાં ધન્ય તે નરને, ધરામાં ધન્ય તે ઘરને;
વિલોકી શાન્તિ શંકરને, ધરામાં ધન્ય તે સુતને ! ૪

શંકરલાલ-ચંદ્રભાણ.

# ગુણવંતી નાર



कार्येषु मंत्री करणेषु दासी ।
भोज्येषु माता शयनेषु रंभा ॥
धर्मानुकुला क्षमया धरित्री ।
षाड्गुण्यमेतद्धिपतिव्रतानाम् ॥

સ્ત્રીએ પતિને કાર્ય કરવામાં સલાહ આપનાર મંત્રી જેવી, કામ કરવામાં દાસી સરખી, જમાડવામાં લાડ રાખનાર માતા સમાન, શયનને વિષે પ્રીતિ ઉત્પન્ન કરનારી રંભા સરખી, ધર્મ કાર્યમાં અનુકૂળ અને ક્ષમા કરવામાં પૃથ્વી સમાન થવું એ પતિવ્રતાના છ ગુણ છે.

નીતિશાસ્ત્ર.

न दानैः शुध्यते नारी नोपवासशतैरपि ।
न तीर्थसेवयातद्वद्भर्तुः पादोदकैर्यथा ॥

સ્ત્રી પતિના ચરણોદકે કરીને જેવી શુદ્ધ થાય છે તેવી દાન, સેંકડો ઉપવાસ તથા તીર્થસેવન વડે પણ શુદ્ધ થતી નથી.

ચાણાક્યનીતિ.

सुस्वभावा सुवचना सुवृत्ता सुखदर्शना ।
अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणा ॥

જે સ્ત્રી પતિ પ્રત્યે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડા આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાંજ ચિત્ત રાખનારી તથા પ્રસન્ન મુખવાળી હોય તે ધર્મચારિણી જાણવી.

વિષ્ણુશર્મા.



## ગઝલ.

સદ્ગુણી સુંદરી છે જ્યાં, સદા ત્યાં શાન્તિનો સાગર;
સુધાના શેરડા મીઠા, ધરામાં ધન્ય તે જીવતર. ૧

નયનમાં નેહની જ્યોતિ, વચનનાં મુખમાં મોતી;
પ્રિતમને પ્રેમથી જોતી, સદા સુખની ધરી સાકર. ૨

હૃદય મળતાં હૃદય રંગે, ચડે હરદમ ઉછરંગે;
સદા સંપી રહો સંગે, બને અવનિ વિષે અમર. ૩

કરી લ્યો વિશ્વ કેરો ક્યાસ, વિનયવંતી સતિનો ખાસ;
નહિ માયા તણા જ્યાં પાસ, સદા ત્યાં છે સુખી શંકર. ૪

. શંકરલાલ ચંદ્રભાનુ.

# પ્રસ્તાવના.



સાંપ્રત સમયમાં ગુજરાતી ભાષા સાહિત્ય પ્રભાકરના થતા ઉદયકાળમાં દિન પ્રતિદિન ઘણીક નવલકથાઓ બહાર પડતી જાય છે, તેમાં આ એક "**કુંદન** અને **કુસુમ**" પણ બહાર પડે છે. પ્રસ્તુત નવલકથામાં જમાનાનું તાદૃશ્ય પ્રતિબિંબ જેમ બને તેમ અસરકારક અને હૃદયદ્રાવક ઘરગતુ સરલ ભાષામાં ચિતરવામાં આવ્યું છે. આધુનિક આર્ય ઘરસંસારની અવનતીના કારણ રૂપે મનાતા બાળલગ્નના બળાપા, કન્યાવિક્રયના કઢાપા, સુધારાના ફૅશન ભર્યાં સપાટા અને કુળમોટાઈ તથા દ્વિત્રિયાના અનાચારના ઝપાટા વિવિધ પાત્રદ્વારા બતાવ્યા છે. જનસમાજને આ નવલકથાનાં પાત્રો દ્વારા ઘણું શીખવાનું અને જોવાનું મળી આવશે. **કુંદન** અને **કુસુમ**ના હૃદયદર્પણને નિહાળતાં જનસમાજને સુખી સંસાર ચલાવવાને જોઇતી ખુબીઓનું અને પોતાની ખામીઓનું અચ્છી રીતે અવલોકન થશે. હીરાલાલ, ભાનુશંકર, જયન્તીલાલ અને મધુકરના આચાર વિચાર જોતાં સંસારમાં પ્રવેશ કરનાર નવીન યુવકોને કાંઇ નવીનજ પાઠો શીખવાના મળી આવશે. કાન્તા, કેસર અને કપિલાના વર્તનથી આજકાલની ઉછરતી બાળાઓને સ્ત્રીધર્મનું સારી રીતે પિછાન થશે. સુંદરલાલ બારીષ્ટર પુરૂષોત્તમરાય, મણીલક્ષ્મી અને નવનિતલાલના વિચારથી જનમંડળને સુધારાનો એક અચ્છો ઘડો મળશે. જમાનાના જુલમનો જાલિમ ચિતાર બતાવવા સારૂ

આ નવલકથાની વસ્તુસંકલના રૂપી સાંકળ વધારે લાંબી અને મજબૂત બનાવી છે. વિદ્વાન વાંચકોએ આ નવલકથાની વસ્તુસંકલનાની સાંકળ પર બેસી વિવિધ પાત્રો સાથે વગર રંગાએ જમાનાના વિવિધ રંગો જોવાના છે. આવી ભેદભરી ગુંથણીમાંથી તત્ત્વભરી ગુંથણીનું જ્ઞાન વિવેકી વિચારશીલ વાંચકો ગૃહણ કરી લેશે તો લેખક પોતાનો શ્રમ સફળ થયો ગણશે.

## ( ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના. )

સામાજીક સેવાના સન્માર્ગના અનેક પ્રકારમાંના આ એક પ્રકારની સેવાને જનસમાજ તરફથી અણધાર્યો અને અણચિન્તવ્યો આદરસત્કાર મળતાં પ્રસ્તુત નવલકથાની ત્રીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. આ નવલકથા સંબંધી વધુ વિવેચન નહીં કરતાં તેની કદર કોડીલા કદરદાન કોવિદ વાંચકોનેજ સોંપવામાં આવે છે. જનસમાજ નવલગ્રંથોની કસોટી કરતાં હવે સારી રીતે શીખ્યું છે તેથી આ નવલકથા સંબંધી વધુ વિવેચન નહીં કરતાં આટલેથીજ વિરામી આનંદ પામું છું.

રાયપુર પખાલીની પોળ
બગડાવાડ—**અમદાવાદ.**
વિજયા દશમી ૧૯૭૩

લી.

**રણછોડલાલ મહાસુખરામ કવિ.**



# સુંદરી સ્વરૂપ.



## ગરબી.

સંસારનું નર છે નાર સજન સંસારનું નર છે નાર,
સ્ત્રી સુધર્યે સકળ સુખ સાર સજન સ્ત્રી સુધર્યે સકળ સુખ સાર
સુંદર સ્ત્રીનું મુખડું સુંદર સ્ત્રીનું તન,
સુંદર સ્ત્રીના બોલડા સુંદર સુંદર સ્ત્રીનું મન:—૦
આપે જન્મ જગતને પાળે પુરણ પ્રીત,
એનાજ નામ આધારથી કહાવે ઈશ્વરી અંબા ખચીત:—૦
ઘરણી ઘરનો સ્તંભ છે ઘરનું ઘરણીજ માન,
ઘરણી ઘરનું ઘરેણું છે ઘર ઘરણી વિનાનું સ્મશાન:—૦
ઘડપણમાં ઘરણી સમી સેવા કોથી ન હોય,
સ્વર્ગ પણ સંગે ગઈ તે તો નારીજ નર નહિ હોય:—૦

નવલ ગરબાવળી

# ગુણવંતી ગુજરાત.

રાગ માઢ.

ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત,
વીર નરોની માત અમારી ગુણવંતી ગુજરાત. ૧

રૂડા રત્નની ખાણ રસીલી ભદ્રા ભય હરનાર,
ધર્મ ને કર્મની પર્મ તું ધાત્રી નેહે કરૂં નમસ્કાર. ૨

મીઠાં પાણી ને મીઠી વાણી મીઠાં માનવી માત્ર,
અન્ન મધુરાં ને મન મધુરાં ગુણથી ભરેલું ગાત્ર. ૩

ભુખ્યા ભટકતાની ભાવટ ભાગે કોઈને કરે ન નકાર,
કાચા સુવર્ણની દાતા કૃપાળી ઉરની પરમ ઉદાર. ૪

સર સરિતા વન ઉપવન ને નગ ફળ ફુલ રસકસ પાન,
સર્વની આશ પુરે અન્નપુર્ણા એશ કરે સંતાન ૫

સદાય લીલી લોલ અશોકી અખુટ દોલતવાન,
અવર ભૂમિને આશ્રયદાતા મોટું તારૂં માન. ૬

શોભી શોભાવે મનને લોભાવે પેખું અત્યારે પ્રભાત,
મહાસુખધામ તણું મન હરણે ધન્ય ભૂમિ ગુજરાત. ૭

પક્ષી સમાજ.

# અનુક્રમણિકા.





ભાગ ૧ લો.

( આવૃત્તિ ત્રીજી )

# કુંદન અને કુસુમ.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ

બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

## સુધારાનો સાર કે ફૅશનનો માર ?



ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.



### પૂર્વરંગ.



દોહરો.

મન મનને મળતું નથી, તન તાણે શું થાય;
હેત વિનાના હાથથી, હૈયું નવ હરખાય.



સંસ્કાર સંબંધ અને સ્નેહ એ ત્રણ આચાર વિચાર અને હૃદય વિના નકામાં છે, કેમકે આચાર વિનાના સંસ્કાર ક્લેશ

કરાવે છે, વિચાર વિનાના સંબંધ વિમાસણ ઉપજાવે છે અને હૃદય વિનાના સ્નેહ હૃદયને પ્રજાળે છે.



જ્યાં અજબ રંગત પ્રેમની ત્યાં અજબ સંગત નેમની,
દરકાર નહિ જ્યાં હેમની વાતો નહિ ત્યાં વ્હેમની;
દ્રષ્ટિ દીસે ઇશ રે'મની શાન્તિ સદા ત્યાં ક્ષેમની,
જ્યાં ભિન્ન ઉર્મી જેમની ત્યાં દુઃખદ સ્થીતિ તેમની.





ભરતી પૂર્ણિમાના ચંદ્રરાજને વિલોકી ઉભરાવા માંડે છે, પંખીઓ વસંતરાજના દર્શનથી કિલકિલાટ કરી મૂકે છે, વનસ્પતિ વરસાદને જોઈ ખીલવા માંડે છે, અને કેસુડાં ફાગમાં ફાલવા માંડે છે તેમ પ્રેમીજનો પ્રેમીજનનાં દર્શન કરી આનંદ માને છે, નહિ તો નયન મીચામણાં કરી મોં મચકાવતા ફરે છે.

રળિયામણા રાજનગરમાં આવેલા રાયપુરના લત્તામાં ગગન ચુમ્બિત એક ચાર માળની બાગ બગીચાથી વિંટાયેલી સુંદર હવેલી આવી રહી હતી. આ હવેલીની બાંધણી મુંબાઈ અને જયપુરની બાંધણીને ભુલાવે એવી સરસ અને મોહક હતી. હવેલીનો બહારનો દેખાવ ઇંગ્લિશ સ્ટાઇલનો રોનકદાર હતો, અને અંદરનો દેખાવ દેશી સ્ટાઈલનો મરકદાર હતો. હવેલીની ચારે બાજુએ ફરતો સુંદર બગીચો હતો. બગીચામાં વિવિધ પ્રકારનાં વૃક્ષો વાવેલાં હતાં અને ઉત્તમ સુગંધી આપનાર પુષ્પોના છોડવાઓ ઠેર ઠેર રોપાવ્યા હતા. બગીચાની એક

બાજુએ એક નાની સરખી રમણિય કુંજ આવી રહી હતી. તેની પાસે ભિષ્મ ગ્રિષ્મ સમયમાં વિશ્રાંતિ સારૂ લતામંડપ, કેલીગૃહ, ભોજનગૃહ, શયનગૃહ વગેરે વિવિધ વિલાસના નાના અવાસો આવેલા હતા. કુંજ આગળ એક નાનો હોજ હતો અને તેની અંદર એક ઉત્તમ કારીગીરીવાળો ફુવારો બંધાવ્યો હતો. વચ્ચોવચ્ચ આરસપહાણનો ચોક હતો અને તેની આસપાસ રેતી પાથરી દીધી હતી. બગીચામાં ઠેર ઠેર ખુરશીઓ, કોચ, પાટલીઓ અને બાંકડાઓ વગેરે ગોઠવેલાં હતાં. આખી હવેલીને હાંડી ઝુમ્મર, લેમ્પો વગેરે ચિનાઇખાનાથી અલૌકિક રીતે શ્રૃંગારી દીધી હતી. હવેલીના વિવિધ દ્વારે અને બગીચાના વિવિધ દ્વારે આસોપાલવનાં તોરણો બાંધી દીધાં હતાં. બગીચામાં એક વિશાળ પાટ નાખી ટકોરખાનું બેસારેલું હતું અને તે ઘડીએ ઘડીએ ઘડીઆં વગાડી લગ્ન પ્રસંગની સૂચના આપતું હતું.

નંદનવનથી વિંટાયલા ઇંદ્રભુવન જેવા રળિયામણા આ ભુવનમાં એક પુરૂષોત્તમરાય કરીને બ્રાહ્મણ ગૃહસ્થ જ્ઞાતિ પટેલ રહેતા હતા. તે મધ્યમ વિચારના અર્ધદગ્ધ સુધરેલ અને અર્ધદગ્ધ પુરાણા સંસ્કારવાળા સાઠેક વર્ષની વયના ગૃહસ્થ હતા. તે આખી બ્રાહ્મણ જ્ઞાતિના શેઠ–પટલ જ્ઞાતિ અગ્રેસર 'ફાધર વિલિયમ' કહેવાતા હતા. સ્વભાવે ગરમ, લોભી અને પારકા પૈસા પર સાહ્યબી ભોગવનાર હતા. તેમના વંશમાં ત્રણ પેઢીથી જ્ઞાતિની પટલાઈ–શેઠાઈ ચાલી આવેલી હતી. જ્ઞાતિમાં પુષ્કળ ખટપટ ઉથલપાથલ અને કાળાં ધોળાં કરી અચ્છી રીતે પામરોને ફેંશી ફેંશીને અને ભોળા લોકોને ભરમાવી ભરમાવીને અઢળક

પૈસો પ્રાપ્ત કરેલો હતો. જ્ઞાતિના કેટલાક પરદેશીઓને પણ ખંખેરી ખંખેરીને ધુળ કાઢી નાખી હતી. તેમની સ્થીતિ સાક્ષર ઝવેરીના શબ્દો પ્રમાણેઃ–

* * * *

" કાળાં ધોળાં કંઈ કરોડો કરી સરદાર કહેવાયા,
લાખોને લૂટી લુંટી ધુતી મ્હેલ માળા બનાયા;
ધર્મ નીતિને છેક ડુબાવ્યા રંક દબાવ્યા,
માયા મદીરા મસ્ત બની મનમાં મલકાયા.
મ્હેલ ઝરૂખા માળીઆ બાવલાં ને પાળીઆ,
કાળ ઝપાટા લાગીયા કયાંય વ્હેતાં ચાલીયાં. "

દલપતભાઈ ઝવેરી.

હતી. પોતાના લાગતા વળગતામાં, સગાવ્હાલામાં, મિત્રમંડળમાં અને કુટુંબમાં ઉંધાં ચત્તાં સમજાવી, અટ્રમ સટ્રમ ગડબડ ગોટા વાળીને લગ્નના કામમાં વગર જોઇતાં વગર બોલાવ્યાં માથાં મારી બારોબાર 'ચોરને કહેશે નાશ અને ધણીને કહેશે ધા' એ પ્રમાણે પ્રસંગો આણી અદ્ધરથી વર કન્યાઓનાં વેચાણ કરી કન્યા દલાલી ખાઇ ખાઇને પુષ્કળ કન્યાધન એકઠું કર્યું હતું.

તેમના એક ધુતારા સ્વભાવના મિત્ર લાલજીભાઇનો નિર્વંશ જવાથી તેની તમામ માલ મિલકત અને હવેલી વાડી વજીફા વગેરે તેમને પચ્યું હતું. હરામની હવેલીના હરામખોર માલીક પુરૂષોત્તમરાય થઈ પડયા. તેમની સ્ત્રીનું નામ મણીલક્ષ્મી હતું. તે સ્વભાવે ભોળાં સાધ્વી નીતિવાન ધર્મિષ્ટ અને પુરાણા સંસ્કારવાળાં પચાસ વર્ષનાં સુશીલ ગૃહમાતા હતાં. ડોસા નવીન

વિચારના હતા, ત્યારે ડોસી જુનાં વિચારનાં હતાં. પુરૂષોત્તમરાયને ત્રણ દીકરા અને બે દીકરીઓ હતી. ત્રણ દીકરાઓને સંતતિમાં ફક્ત ત્રણ દીકરીઓજ હતી, આ સિવાય આખા કુટુંબમાં કોઇને પણ પુત્ર રત્ન નહોતું. એકંદરે હવેલીમાં પાંચ કન્યાઓ રહેતી હતી. 'જેવો અહાર તેવો ઓડકાર' તે પ્રમાણે ડોસાને ફકત પોતાની દીકરી કુંદન અને દીકરાની દીકરી કુસુમ સિવાય આખુ કુટુંબ ખાઈ બદયું હતું.

ડોસાને ત્રણ દીકરા, ત્રણ વહુઓ અને ત્રણ દીકરીઓ પણ સુધરેલ વિચારની લાડઘેલી અને ઉછ્રંકળ માથાની મળી હતી; ડોસી મણીલક્ષ્મીની તાલીમ તળે ફક્ત કુંદન અને કુસુમજ ઉછરી હતી. ડોસીના પવિત્ર અને ધર્મિષ્ટ પુરાણા સંસ્કારો આ બે કન્યાઓમાં સંપૂર્ણ રીતે પડયા હતા. એકંદરે આ બે કન્યાઓ આખા ઘરનો ભારઓજ ઉપાડી લેતી હતી. ડોસાને નવનિતલાલ રસિકલાલ અને નવલશંકર કરીને ત્રણ દીકરા ચઢતા ઉતરતી વયના હતા અને બે દીકરીઓ કાન્તા અને કુંદન ચઢતા ઉતરતી વયની હતી. મણીલક્ષ્મીની વય પચાસ વરસની હતી. પ્રથમ અવસ્થામાં તેમને ત્રણ દીકરાઓ થયા હતા અને છેક પાછલી અવસ્થામાં બે દીકરીઓ થઈ હતી. આ પ્રમાણે ગૃહમાતા અને ગૃહતાત મણીલક્ષ્મી અને પુરૂષોત્તમરાયે સંસાર માંડયો હતો.

ડોસાનો મોટો દીકરો નવનિતલાલ તદ્દન સુધરેલ વિચારનો ફાટેલ મગજનો અને સઘળી વાતે પૂરો હતો. તેની સ્ત્રીનું નામ ગીરજાગવરી હતું; તે પણ તેના જેવી સુધરેલ હતી. તેની દીકરી કેસર પણ સુધરેલ અને વિફરેલ માબાપને માથે ચપટી ભભરાવે

તેવી હતી. કેસરનું લગ્ન ડોસાએ કલ્યાણરાય પાસેથી રૂપિયા પંદરસોની રકમ લઇને તેના દીકરા જયન્તીલાલ સાથે કર્યું હતું. જયન્તીલાલને તેર વરસનો મૂકી તેની મા કમળા અને બાપ કલ્યાણરાય સ્વર્ગવાસ પામ્યાં હતાં. ડોસાએ તેની પણ તમામ માલમિલ્કત પોતાના સ્વાધીનમાં લઇને જયન્તીલાલને ઘર જમાઈ કરી રાખ્યો હતો. જયન્તીલાલ સાસરામાં રહીને ઉછરતો હતો. હાલમાં તે મેટ્રીકમાં બે વરસથી નાપાસ થયા કરતો હતો, આ વખતે તેને કાંક આશા હતી. ડોસીના સહવાસમાં રહીને તે મર્યાદાશીલ નીતિવાન અને ધર્મિષ્ટ રહ્યો હતો. કેસર ઘણીજ ઉછાંછળી સુધારામાં તણાઈ જતી હતી. કેસરથી જયન્તીલાલ ઘણોજ દબાતો હતો અને સાસરામાં ઓશિયાળો રહીને તે પોતાનું પેટ ભરતો હતો; જો કે તે જાણતો હતો કે 'કુતરો ઘરનો જમાઇ અને કુતરો વહુનો ભાઈ' તો પણ તેને વાસ્તે હાલમાં કશો ઉપાય રહ્યો નહોતો. આ પ્રમાણે સુધરેલી વહુ અને ગરીબ વરનું જોડું ગૃહતાતે જોડયું હતું.

ડોસાનો બીજો દીકરો રસિકલાલ પણ સુધરેલ વિચારનો કાંક સહનશીલ પણ તેની નવી સ્ત્રી લલિતાથી દબાતો રહેતો હતો. લલિતા ગીરજાગવરીથી એક તસુ સુધારામાં આગળ વધેલી હતી. તેને તેની સ્વર્ગસ્થ શૉકય વિમળાની કુસુમ કરીને દીકરી હતી. કુસુમ નાનપણથીજ મણીલક્ષ્મીના સહવાસમાં ઉછરવાથી સુધારાનો પાસ તેને કાંઇ લાગ્યો નહોતો. ડોસાએ નાજુક સુકુમાર કુસુમને વિઠ્ઠલદાસ અને ધનલક્ષ્મીના વહી ગએલા અને સુધારામાં છકી ગએલા દીકરા મધુકર સાથે પરણાવી હતી.

સાક્ષર અક્ષાભાઇના ઉદ્દગાર પ્રમાણે:—

" પાળી પોશી ગાયને ધરે કસાઇને હાથ,
પાલકને કહેવાય શું ન્યાથી ત્રિભુવન નાથ;
વેલ ઉછેરે વ્હાલથી છેવટ છુંદે આપ,
ભગવત તેનું ભલું કરો જીવો ઘણું તે બાપ. "

ઝવેરી.

કુસુમનો અવતાર રદ્દ કર્યો હતો. ગરીબ ગાય જેવી દીકરી કુસુમ અને સુધારામાં ઉડતા મધુકરની જોડી કુદરતે જોડી હતી. ડાહી વહુ અને સુધરેલ વરનું પાનું ડોસાએ ખોળી કાઢયું હતું.

નવલશંકર નામનો ડોસાનો ત્રીજો દીકરો પણ સુધરેલ વિચારનો, બે ભાઇથી ઘણોજ વિચારમાં આગળ વધતો હતો. તેની સ્ત્રીનું નામ સુભદ્રા હતું, તે પણ સુધારાના રંગમાં રંગાએલી હતી.

તેને એક કપિલા નામની અવળચંડી સુધરેલી દીકરી હતી તેના લાયક વર ડોસાએ સુંદરલાલને શોધી કાઢયો હતો; પણ સુંદરનાં માતપિતા, ખુશાલદાસ અને અતિલક્ષ્મીએ સુંદરને બારીષ્ટર બનાવવા સારૂ વિલાયત મોકલ્યો હતો; તે થોડા વખતમાં રાજનગરમાં બારીષ્ટર એટર્લા બનીને આવશે, એમ ધારી ખુશાલદાસે હજાર પંદરસોની રકમ ડોસાને આપી દિલાસો આપી વિવાહ લંબાણ પડાવ્યો હતો. ડોસાને જોઇતું હતું ને વૈદે કર્યું તે પ્રમાણે કન્યાધન ઉપર તાગડધિન્ના કરનાર કસાઇ પિતાને કન્યાધન મળ્યું એટલે પરમેશ્વર મળ્યા એ પ્રમાણે માની ડોસો લાલચના હિંચોળે ચઢી આશા નિરાશામાં હીંચતો હતો.

ડોસાની બે દીકરીઓ કાન્તા અને કુંદન એ બંને કુંવારી હતી. કાન્તા જુના વ્હેમી વિચારની તથા કાંક નવા વિચારની સુધરેલી હતી. તેનો વિવાહ ભગવાનદાસ અને શિવલક્ષ્મીના દીકરા ભાનુશંકર સાથે શૉકય ઉપર કર્યો હતો; તેમાં પણ ડોસાએ સારી રકમ મારી હતી. કુંદન તે ફકત કુંદન જેવીજ હતી; તેને કોઈ પણ વાતે કસવી અને રસવી પડે તેમ નહોતી. કુંદનને વાસ્તે મણીલક્ષ્મીએ દોલતરાય અને ભાગીરથીનો દીકરો હીરાલાલ ડોસાને બતાવ્યો હતો; પણ દોલતરાય મનમાનતા પૈસા પરખાવે તેવો નહિ હોવાથી ડોસો મુરતીઆની શોધમાં રમ્યા કરતો હતો. કુંદન અને હીરાલાલ વચ્ચે કુદરતે કાંઇક કૃપા કરીને તારામૈત્રીનો પ્રસંગ કરાવ્યો હતો. વખતો વખત કાંઇક કામ પ્રસંગે દોલતરાય હીરાલાલને લઈ પુરૂષોત્તમરાયને ત્યાં આવતા જતા હતા; અર્થાત્ પ્રેમનાં બીજ હીરા અને કુંદન વચ્ચે અન્યોઅન્ય હૃદય કયારામાં રોપાઇ ગએલાં હતાં, જો કે મનની ભાવનાના પાણીથી સીંચન થયા કરતું હતું પણ પ્રસંગના ખાતર વિના બરાબર ઉગી નીકળ્યાં નહોતાં; પ્રસંગે પ્રસંગે સ્હેજ ફણગા ફુટતા હતા પણ લજ્જાના તાપથી કરમાઇ જતા હતા; વખતે લજ્જાના તાપમાંથી રક્ષણ થઇને ઉગી નીકળતા હતા; તો વડીલોની આમન્યાની ચકલીઓ તેને ખાઇ જતી હતી; જો કે નયન મેળાપના કંડીઆથી પ્રસંગે પ્રસંગે તેને ઢાંકવામાં આવતા હતા તો પણ યોગ્ય પ્રસંગ વિના ધીમે ધીમે કરમાઇ જતા હતા.

આ રીતે ડોસો કાંક લાચાર બની કુંદનને વાસ્તે હાથ ઘસતો રહ્યો હતો. ડોસાએ તમામ દીકરીઓને ગુજરાતી કેળ-

વણી ઉપરાંત અંગ્રેજી કેળવણી છઠ્ઠા ધોરણ સુધી આપી હતી; આ ઉપરાંત રમણીકલાલ કરીને માસ્તર પણ ઘર આગળ ખાનગી અભ્યાસ કરાવવાને રાખ્યો હતો. આ યોજના યોજવામાં ગૃહતાતની મુરાદ બુરી હતી અને તે એ હતી કે સારી રીતે ભણેલી ગણેલી સુધરેલી દીકરીઓના દામ સારી રીતે ઉપજી શકે અને સ્વાર્થના બજારમાં કામધેનું કન્યાઓની નાણાંની કોથળીઓ સારૂં સ્હેલાઈથી હરાજી થઈ શકે!!

પુરૂષોત્તમરાયના ઘરતંત્રનો કારભાર આ પ્રમાણે ચાલ્યા કરતો હતો. આજરોજ કાન્તાનો લગ્નપ્રસંગ છે તેથી આખું કુટુંબ વિવાહના આનંદમાં મ્હાલી રહ્યું છે. વરઘોડીઓ–આનંદ સર્વત્ર ઉછાળા મારી રહ્યો છે. માંગલિક ગીતોના મધુર સ્વર સંભળાઈ રહ્યા છે; આ પ્રમાણે લગ્નનો 'પૂર્વરંગ' ચોગરદમ છવાઇ રહ્યો છે.



# પ્રકરણ ૨ જું.



## ચોરી કે ચિતા ?



### દોહરો.

બાળપણામાં જોડલાં જોડી દે માબાપ;
જુવાનીમાં જુદાં પડે આપી નિત્યે શાપ.



સ્વભાવ જોયા વિના, હૃદય તપાસ્યા વિના અને સદ્ગુણો શોધ્યા સિવાય જે જોડલાં જોડવામાં આવે છે, તે અંતે જુદાં પડી જીવન અંત સુધી દુઃખી થાય છે.



ચડસે ચઢી માતા પિતા કરતાં હરાજી બાળની,
વળગાડી માંકડું લાકડે પરવા ન રાખે આળની;
જુદાં પડી છંદે ચડે ધાર્યું કરે મન માનતું,
દરકાર દુનિયાની તજે જાણે ન જન કો જાણતું.





મધુરી વસંત, કોમળ કુસુમ, ઝમકતું જોબન, કોકિલાનું ગાન, ચંદ્રનો પ્રકાશ, આંબાની ડાળ, સરોવરની પાળ અને મધુકરોના મદન મંત્ર જેવા મોહક ગુંજારવો દેખીતા પ્રિય અને સુખદ છે પણ અનુભવની કસોટીમાં અપ્રિય અને દુઃખદ થઇ પડે છે.

*　　*　　*　　*

" લાડકડી ચઢીરે કમાડ બાળાવરને નિરખવારે,
દાદાજી એ વર જોજો એણે મારાં મન વસ્યાંરે;
કહો દીકરી ક્યાં થકી દીઠો શેણે તારાં મન વસ્યાંરે,
નિશાળે ભણતલો દીઠો **અક્ષરે** મારાં મન વસ્યાંરે.

લાડકડી ચઢીરે કમાડ સુંદર વરને નિરખવારે,
માતાજી એ વર જોજો એણે મારાં મન વસ્યાંરે;
કહો દીકરી ક્યાં થકી દીઠો શેણે તારાં મન વસ્યાંરે,
નાતમાં જમતલો દીઠો **ચોટલીએ** મારાં મન વસ્યાંરે.

લાડકડી ચઢીરે કમાડ બાળા વરને નિરખવારે,
વીરાજી એ વર જોજો એણે મારાં મન વસ્યાંરે;
કહો બેની ક્યાં થકી દીઠો, શેણે તારાં મન વસ્યાંરે,
ઘોડીલા ખેલતો દીઠો, **પેંગડે** મારાં મન વસ્યાંરે.

લાડકડી ચઢીરે કમાડ સુંદર વરને નિરખવારે,
કાકાજી એ વર જોજો એણે મારાં મન વસ્યાંરે;
કહો દીકરી ક્યાં થકી દીઠો શેણે તારાં મન વસ્યાંરે,
**પાઘડી** બાંધતો દીઠો ત્યારે મારાં મન વસ્યાંરે.

ગુજરાતી કાવ્યદોહન-લોકકાવ્ય.

મંડપમાં માંગલિક ગીતો ગવાઈ રહ્યાં છે. ડોસાના ત્રણે દીકરાઓ મંડપમાં આવનાર સાજનોનો સારી રીતે સત્કાર કરી સરભરા કરી રહ્યા છે. ગૃહતાત પૂર દમામમાં બની ઠની મુંછે તાર દઈ દબદબામાં આમ તેમ હેરા ફેરા કરી રહ્યા છે. 'નાનકડી નારને નાકે છે મોતી, ઘુંઘટમાં મુખ રાખી વર સામું જોતી'

એ પ્રમાણે નવીન જુવાનીમાં આવતી મનમોહક મુગ્ધાઓ ટોળે મળી કોઈ વરઘેલી, કોઇ સાહેલી–ઘેલી અને કોઇ મનઘેલી થઇ વરઘોડિયાં ગીતો ગાઇ રહી છે. સુધારાના પ્રવાહમાં તણાઇ જતી કેસર પોતાની સાહેલીઓને મંડપના એક ભાગમાં ખુરશીઓ નાખી તે પર બેસારી સુધરેલી રીત પ્રમાણે આદર સત્કાર કરી રહી છે. પારસી યુરોપિયન કોમની બાળાઓને સોડા, લેમોનેડ, ટી વગેરે આપી રીઝાવી રહી છે, ગુલાબી રંગની ચિનાઈ રેશમી સાડી, બદામી રંગનો સેન્ટ અત્તરથી મગમગતો પોલકો, ચેકનાં ચમચમતાં બુટ, આંખે સોનેરી ચશ્માં, કાને એરીંગ, હાથે હીરાની બંગડીઓ અને ફરફર પવનમાં ફરકતા રેશમી રૂમાલથી અલબેલી બની દમામ અને બ્યુટિમાં છાતી કાઢી પોઝીશનમાં મેમાનોને વેલકમ કરી રહી છે. કપિલા પણ કેસરને જોઈતી મદદ કરી રહી છે. ડાહી વિચારશીલ કુસુમ અને કુંદન માણીલક્ષ્મી પાસે ગૃહમાતાની ખીજમત ઉઠાવી રહી છે. કીટસન લાઈટ આખા મંડપને ઉજાળી રહી છે. બરાબર આઠનો ટકોરો થતાં ભાનુશંકર સાજન સહિત પરણવા આવી પહોંચ્યા. ગૃહતાત અને આખા કુટુંબે સાજનનો સત્કાર કરી ઉતારો આપ્યો. ધીમે ધીમે શાન્તિ પથરાવી ગોર મહારાજે વરકન્યાની પધરામણી કરાવી લગ્નવિધિ અને માહ્યરાની ક્રિયા શરૂ કરી દીધી. આસપાસ માહ્યરાના પ્રસંગને અનુસરતાં ગીતો ગવાવા લાગ્યાં, આ પ્રસંગે સાજનમાંથી કેટલાક યુવકો ઉઠી બગીચામાં આમ તેમ ફરવા લાગ્યા અને ફરતા ફરતા હવેલીના પાછલા બગીચામાં આવેલા લતામંડપમાં વખત વિતાડવા સારૂ ગયા. મંડપમાં

ઢાળેલી બેન્ચો પર બેસી કોઈ રૂમાલ, પંખા, ચીરૂટ, સીગારેટ અને બીડીથી વિનોદ કરી આરામ લેવા લાગ્યાં. **વર્ણોનાં બ્રાહ્મણો ગુરુઃ** તો બ્રાહ્મણોના લગ્નાદિ પ્રસંગમાં બીડી હોય ! ?

ચારે વર્ણના ગુરૂ રૂપ ગણાતા બ્રાહ્મણોના લગ્નની ચૉરીની વેદીમાંથી ઘીથી મઘમઘતા ધુમાડાના ગોટા નીકળવાને બદલે વિપ્ર યુવકોની મુખ વેદીમાંથી તમાકુથી મઘમઘતા ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા ! જમાનાના જાદુઈ જોરમાં અને સાંપ્રત સમયની પાશ્ચિમાત્ય કેળવણીના સુધારાથી સડગડતા ફૅશન ભર્યા દોરમાં બ્રહ્મ દુહિતા ભારતી માતાને બદલે તમાકુ દુહિતા બીડી માતાનો બ્રાહ્મણોના વદન કમળમાં વાસો થયો હતો. ચારે છેડે પહેરેલાં ધોતીઆંથી ભભક લઇ ઉઠતાં, રંગબેરંગી દેશી જોડાના ચમકારથી લોકોને ચમકાવી મારતા બંડી અને અંગરખાથી દીપી ઉઠતા અને ત્રિપુંડ અને પાઘડીથી જગતને મોહિત કરનારા બ્રાહ્મણોના બાળકો જ્યારે ઘરમાંથી બહાર નીકળતા ત્યારે લોકોના સહસ્ર પ્રણામો ઝીલી બ્રાહ્મણના નામને દિપાવી દેતા હતા, ત્યારે સાંપ્રત સમયના પાટલુનથી અકડાઇ જતા, માન્ચેસ્ટરનાં ધોતીઆંના મજબૂત કાછડા વાળી કેડે વાંકા વળતા, સારા નરસા દરેક પ્રસંગમાં સદાને વાસ્તે કોયલા જેવાં કાળાં તગતગતાં બુટ ચડાવી, કોટ અને ખમીસથી લોકોથી અતડા રહેતા અને અડવાં કોડીઆં જેવાં કપાળ રાખી ગુચ્છારૂપી છાપરા ઉપર કાળાં કુંડાંરૂપી ટોપીઓ ચડાવી જગતને વંઠાડી દેનારા યુવકો જ્યારે ઘરમાંથી બહાર નીકળે છે ત્યારે મોંમાં બીડી રાખી હાથમાં કેઇન ઝાલી યસ, નો, વેરીગુડ, ગુડમાર્ઈ

કરતા, લોકોને લાખો સલામો ભરી બ્રાહ્મણના નામને લજાવી મારે છે !

શૉકય ઉપર કાન્તા અપાઈ તેથી હંમેશાં ગૃહમાતા કુસુમ અને કુંદનના અંતરમાં આગ સળગી ઉઠી હતી. તેઓ આજના લગ્ન પ્રસંગમાં બિલકુલ ખુશી નહોતાં, પણ કેશરી ડોસા આગળ આ ત્રણ અજાઓને અવાજ કાઢવાની શક્તિ રહી નહોતી; તેથી ઉપર ઉપરથી આનંદ બતાવતી પણ અંતરમાં આ લગ્ન અગન રૂપે સળગ્યા કરતું હતું. અત્યારે જીવ કાયા અને માયા અર્થાત્ ત્રણ અજાની ત્રિપુટી જ્યાં આગળ યુવક મંડળ બેસીને વિનોદ કરતું હતું ત્યાં આગળ હવેલીના પાછલા ખંડમાં બેઠી હતી, અને હૃદયને ખાલી કરતી હતી. યુવક મંડળમાં કુંદનનો હીરો અર્થાત્ કુંદનનો ભવિષ્યમાં થનાર ભરથાર હીરાલાલ પણ સામેલ હતો. હીરાલાલને કોઈ પણ પ્રકારનું વ્યસન નહોતું, તે તદ્દન વિદ્યા અને ધર્માનુરાગી હતો. અત્યારે વિવિધ તરેહની વાતોના સપાટાના ગપાટામાં યુવકમંડળ ચડયું હતું.

“ હીરાલાલ આજનો મામલો જોયો ? જુની આંખે નવો તમાસો કેવો ડોસાએ કર્યો ? હરિ, હરિ, હરિ, આ પણ આપણી જ્ઞાતિમાં એક નવાઇ છે ! ”

“ વિનાયક આજના લગ્નથી પુરૂષોત્તમરાય એમ સમજે છે કે આખી ન્યાતમાં મેં જે કર્યું છે તે સવાઈ છે ! ”

“ માણેકલાલ એ નવાઇ નથી તેમ સવાઈ નથી પણ બ્રાહ્મણોની ઉંચ જ્ઞાતિની ભવિષ્યમાં થનારા નઠારા ભાવીની તવાઇ છે. ”

"મોહનલાલ એ તવાઈ નહિ પણ જ્ઞાતિમાં મારતામિયાંની તરવાર કહેવરાવનારા, જ્ઞાતિમાં પટેલ બનનારા અને સર્વેથી ડાહ્યા પૈસાદાર અને કુળવાન ગણાવતા ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયના કુટુંબની ભુંગળ વિનાની ભવાઈ છે."

"હીરાલાલ તમારૂં કહેવું વાસ્તવિક છે. કન્યાધન ઉપર તાગડધિન્ના કરનાર કસાઇ માબાપો હંમેશાં કુમળી કન્યાઓનો આવો વિક્રયજ કરેછે. ફાધરવિલિયમના કુટુંબની કયી કન્યાઓ હાલમાં સુખ ભોગવે છે?"

"તેમના નવનિતલાલની કેસર તેતો હાલ તદ્દન વંઠીજ ગઈ છે. હવે થોડા દિવસમાંજ તેને સુધારાની પાંખો આવશે અને પછી ફૅશન તથા સ્વતંત્રતાના મધુવનમાં નિર્ભયતાથી ઉડવા માંડશે. રસિકલાલની કુસુમ જે બિચારી ડાહી નીતિવાન અને ધર્મિષ્ટ છે તેને ડોસાએ કોથળી પટારામાં મૂકી પેલા છાકટા સુધરેલ અને નાતરાના હિમાયતી મધુકર વેરે પરણાવી. નવલશંકરની કપિલાનો ડોસાએ વિલાયતમાં રહી ભણી બારીષ્ટર બનનાર સુંદરલાલ સાથે વિવાહ કરી રાખ્યો છે. ડોસાની કાન્તા આજે શૉક્ય ઉપર દેવાય છે, તેની ભવિષ્યમાં શી ગતિ થશે તે ગોવિંદ જાણે! હવે તેમની કુંદન બિચારી કુંવારી છે, તેને વાસ્તે ડોસાએ હીરા, મણિ આપે તેવાં કેટલાંએ રતન નજરમાં રાખી મૂક્યાં હશે? તેમના કુટુંબમાં **કુંદન** અને **કુસુમ** એ બે રત્ન કન્યાઓ છે; તેમાં એક કુસુમમાળા તો કાગડાની કોટે અર્પણ થઈ ગઈ; હવે કુંદનમાળા હંસને જાય છે, કાગડાને જાય છે, કે મર્કટને જાય છે, તે થોડા વખતમાં જણાઈ આવશે."

" કેશવલાલ આખી જ્ઞાતિને જે નીતિના પંથે દોરે અને સદાચાર તથા ધર્મના સંસ્કાર આપે તેજ ખરા જ્ઞાતિના કુળવાન, વિદ્વાન અને આગેવાન, બાકી કન્યાનોટો અને દુહિતા–હુંડીઓ વટાવનારા હેવાન ! "

" અલબત જ્યાં હૃદયમાં સ્વાર્થ રમતો હોય ત્યાં દુહિતાના હિતાહિતનું જ્ઞાન ક્યાંથી થાય ? જો જ્ઞાન હોય તો શૉક્ય ઉપર પોતાની કોમળ કન્યા ક્યાંથી દેવાય ? "

" હાય ! જ્યાં કન્યાનાં દામ લેવાય ત્યાં કોમળતા ક્યાંથી જણાય ? "

" જુઓને આજના લગ્ન પ્રસંગમાં ડોસાના મોંઢા ઉપર કાંઇ પણ ગમગીની કે શરમના શેરડા દેખાય છે ? "

" ભાઈ દામના દમામમાં ડોસા આજે ગજ ગજ કુદી કુદીને હરખાય છે ! "

" હીરાલાલ જ્યાં દેનાર ગધેડા ત્યાં લેનારની શી અરજ ? અને જ્યાં લેનાર કુંભાર ત્યાં દેનારની શી ગરજ ? "

" આપણા ભાઇબંધ ભાનુશંકરભાઈ ફરી પરણવા તૈયાર થયા છે; પણ પરણ્યા પહેલાં બે હાથી બાંધવાથી તેમની શી ગતિ થશે તેના વિચારમાં કાંઈ ગયા છે ? "

" ભવિષ્યમાં તેમની શી ગતિ થશે તે ગોવિંદ જાણે ! "

" હાજ તો:–**રામબાણ વાગ્યાં હોય તે જાણે** "

" ખરેખર:—**અજ્ઞાની અંતર પીડ ન આણે.**"

મિત્ર સાક્ષર કહી ગયા છે કે:–

" જેને વીતી જગતમાં તે પર પીડા જાણ;
સાકરના શોખીનને ભૂખ્યાનું નહિ ભાન. " ઝવેરી.

હીરાલાલ ગુજરાતના સ્વર્ગસ્થ સાક્ષર કવિ મહાસુખરામે 'શૉકયોની લઢાઈ' ના પુસ્તકની આખી ન્યાતમાં લાણી કરી હતી, તેમાં બે હાથી બાંધનાર હૈયાફુટા ભરથારનો સારી રીતે ચિતાર આપ્યો છે. તે એક છંદમાં કવે છે કે:—

* * * *

" જૂની અને નવી તણો ઝઘડો મચાઈ રહે,
વચમાં કઢાય પુરૂ કંથ તણું કાટલું;
જુની કહે જુઓ મુઓ મોહી રહ્યો માવડીને,
નવી કહે નીરખે છે ચતુરાનું ચાટલું.
તમાસો જોનાર લોક ટીખળ તમામ કરે,
કોઈ કહે વ્હેંચાય છે ગોળ તણું માટલું;
જૂનીને વકારે અને નવીને ચઢાવે કોઈ,
કોઈ વળી વાંક કાઢે કંથ દીસે કાટલું. "

તેમાંએ પરણનારનો પસ્તાવો બતાવવામાં કવિએ હદ કરી છે:—

" જૂનીથી હંકાયો અને નવીએ હાંકીને કાઢ્યો,
તરખલા તોલ થયો તરૂણીના આગળે;
મીણના માટીનો કાંક ભાર તોલ ભૂવનમાં,
એથી પણ હળવો હું હરિ થાશે શી વલે.
પાષાણની પ્રતિમાનું માન સારૂં મુજ થકી,
ચિતરેલી છબીથીએ ભુંડો હું ભૂમિ તળે;
બેમાં નથી કે'તી એકે મારો મને વદનથી,
દીનાનાથ તારા વિના કોણ દુઃખ આ દળે. "

છેવટે પરણનારની સ્થિતિ વર્ણન કરતાં કવિ રસ છલકાવી નાંખે છેઃ—

" સૂડીની વચ્ચે સોપારી ઘરમાં તો ઘાટ એવો,
રજકનો શ્વાન જાણે ઘાટનો ન વાટનો;
હડકાયો કૂતરો કે હરાયુંજ ઢોર જાણે,
અવતાર ચોરનો ઉજાગરો ઉચાટનો.
ભાર રાખી બ્હાર ફરે ઘરમાં ગુલામ જાણે,
મુખ રાખી માનનીનાં થાકે ઠાલા ઠાઠનો;
એ નારીનો નાથ કોઈ સુખી નથી મહાસુખ,
ભલે હોય ભિખારી કે ભોગી રાજપાટનો. "

વિનાયકરાવ તમે જે કહ્યું તે બરાબર, પણ કવિએ બીજીવાર પરણવા જનારને અને પરણાવવા જનાર જાનૈયાને જુની સ્ત્રીના મુખથી ગાળો ભંડાવી છે તે તમને યાદ છે? જુઓઃ—

" જૂની કહે સાસુ તારૂં સત્યાનાશ શે ન ગયું,
સસરાને શૂળીએ ચડાવું વેર વાળ્યું આ;
જમને ભળાવું જેઠ દેઠ સળગાવી મને,
દીયરનો દાટ વળો જીવતર બાળ્યું આ.
વિષધર ડંશજોરે સ્વામિના સખાને સાથે,
જાનૈયા થવાના શોખે કીધું કામ કાળું આ;
નણંદ દેરાણી ને જેઠાણી જાજો નરકમાં,
શૉક્યતણો ભાલો આણી સગાંએ ઉકાળ્યું આ. "

મિત્ર ભાનુશંકરને તેમની જુની સ્ત્રી શાન્તા હયાત છે, તેને એક ફરજંદ થઈ ગયું છે; તેની વય પચીસ વરસની છે, ભર જુવાનીમાં છે, છતાં ભવિષ્યમાં તેને કાંઇ ફરજંદ નહિ થાય એવું તે શી રીતે જાણી ગયા કે ફરી પરણવા તૈયાર થયા?

શિવ શિવ શિવ, આ પણ કળિકાળનો જબરો પ્રભાવ છે. મિત્રો આપણી જ્ઞાતિપર થનારા દારૂણ દુઃખનો વરસાદ છે.

વિનાયકરાવ શાન્તાને પિયરમાં કોઇ નથી, બિચારીને ઉપર આભ ને તળે ધરતી છે; તેનો બેલી ભગવાન છે.

હીરાલાલ સંતાન પ્રાપ્તિના વાસ્તવિક વખતમાં સ્ત્રીઓને વૃદ્ધા ગણી કાગવંઝા માની જે પ્રજામાં ફરીથી લગ્નો થાય તે પ્રજામાં શી રીતે ઉદય થાય ?

હાય ! પચીસ વરસની વયમાં બ્રાહ્મણોના બાળકો અપૂર્વ વિક્રમવાળા અને અમોઘ વિર્યવાળા પરાક્રમી પરશુરામ, લક્ષ્મણ, ભિષ્મપિતા, દ્રોણાચાર્ય, કર્ણ, અર્જુન અને ભીમ જેવા થવા જોઇએ તેને બદલે આધુનિક વખતના વિપ્રો પચીસ ત્રીસ વરસે મડદા તેજી આંધળા અને માંદલા પુરૂષાર્થહીન થાય તે પણ આર્યપ્રજાની ભવિષ્યમાં થનારી પાયમાલી સૂચવે છે.

મિત્રો લાડવા અને બાળલગ્નના ભણતરે આપણા શરીરનાં વિદ્યા અને વિર્યનાં ચણતરો તોડી નાંખી આપણને પાયમાલ કરી દીધા. ન્યાતવરા અને કુળની ઉજાણી રૂપ લગ્નોએ બ્રાહ્મણોને ભિખારી 'વિદ્યાર્થીના આશિર્વાદ, ભિક્ષાન્નદેહિ' કહેનારા માંગણ બનાવી દીધા ! શિયાળાની સવારમાં 'ટેલીયા ભટની ટેલ છે, દાતારને મન સ્હેલ છે, ડગલો ડગલો થાય છે, શિયાળો વહી જાય છે, ડગલે ડગલે રાતી કોર તે પહેરાવે શ્રી રણછોડ,' એવી ટેલ કહેનારા ટેલીઆ બનાવી દીધા.

હરિ, હરિ, હરિ, જે બ્રાહ્મણોની પત્નિઓનાં વદનકમળનાં દર્શન સીતા, દમયંતી અને ઇંદ્રાણીઓ જેવી મહાદેવીઓ

બ્રાહ્મણોનાં ઘર શોધી શોધીને કરતી, તે બ્રાહ્મણોની સ્ત્રીઓ હાલમાં શુદ્ર જાતીને ત્યાં રસોઇ પાણી કરી ગોરાણી અને ભટાણીઓ થઇ રહીછે. જે બ્રાહ્મણો વેદોચ્ચાર કરી ધન અને માનથી પૂજાતા હતા, તે બ્રાહ્મણો હાલમાં ખુશામતના ઉચ્ચાર કરી શુદ્રોને પૂજી પૂજી પંચ ભાગ ઉઘરાવતા ફરે છે! હાય! દુર્વાસા, વશિષ્ઠ, વિશ્વામિત્ર, વામદેવ અને પરશુરામ જેવા બ્રાહ્મણો ક્યાં? અને હાલના ખુશામતખોર લાડુ ભટ્ટાઓ ક્યાં? અનસૂયા, નર્મદા, અરૂંધતી અને ગાર્ગી જેવી બ્રહ્મતનયાઓ ક્યાં અને હાલની શુદ્રોનાં છોકરાં રમાડનારી, લુગડાં ધોનારી દાસત્વ કરનારી ભટાણીઓ ક્યાં? આટલા બધા ફેરફારનું મૂળ શું? મૂળમાં કારજવરા, બાળલગ્ન અને દાંભિક કુળની હરાજી! ન્યાતના હરામખોર દાંભિક અને પતરાજીખોર શેઠીઆઓના વાસવાળા વર મ્હેલ્લા અને કન્યા ખડકીઓના વેચાણના લગ્નોની મોકાણ!

વિનાયકરાવ! આર્યાવર્ત્તમાં આર્યબાળાઓ જેમ શૉક્યનું નામ સાંભળીને બ્હીએ છે તેમ જમનું નામ સાંભળીને બ્હીતી નથી. જ્યાં સુધી આર્યઘરસંસારમાં શૉક્યનો અનાચાર ચાલેજ જાય છે, ત્યાં સુધી આર્યદંપતિઓમાંથી કોઈ પણ દિવસે શોકનો નાશ થવાનો નથી; જ્યાં સુધી કુળના કાંટામાં કન્યાઓ ઝીકવામાં આવે છે ત્યાં સુધી વરકન્યા કોઇ પણ દિવસે ઠરવાનાં નથી. જ્યાં સુધી દ્વિત્રિયા કરવામાં આવે છે ત્યાં સુધી સુખ અને શાન્તિ કદાપિકાળે પ્રાપ્ત થવાનાં નથી. જ્યાં સુધી કન્યાનાં માબાપો કોથળીઓ શોધે છે ત્યાં સુધી કન્યા–ધેનુઓ મનવાંચ્છિત ફળ આપવાને શક્તિવાન થનાર નથી."

આ પ્રમાણે જુસ્સાદાર વાદવિવાદ હવેલીના બગીચામાં થઈ રહ્યો ! આપણે કોના મકાનમાં છીએ, કોના વિષે બોલીએ છીએ અને કયે પ્રસંગે બોલીએ છીએ તે આ નવ યુવાન યુવકોના ધ્યાનમાં રહ્યું નહિ. 'ભીંતને પણ કાન હોય છે અને વા પણ વાત લઇ જાય છે; વળી વાત ન કરીએ વાટે, વાત ન કરીએ ઘાટે અને વાત ન કરીએ રાતે,' એ સુત્રો આ યુવકોના સમજવામાં નહિ હોવાથી જેમ આવ્યું તેમ ચાવ્યું ! સર્વ વાત મણીલક્ષ્મી કુસુમ અને કુંદને સાંભળી લીધી. ત્રણેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો ! ચૉરીનો વખત ખતમ થવા આવ્યો અર્થાત્ ચાંલ્લા કરવાની સૂચના ગોર મહારાજે બુલંદ અવાજે આપી દીધી. સૂચનાનુસાર હીરાલાલ સિવાય તમામ યુવકો ચૉરીમંડપ ભણી વળ્યા. ડોશી અને કુસુમ પણ મંડપમાં ગયાં. ખંડમાં કુંદન એકલી રહી. પોતાની ભવિષ્યમાં ગૃહતાત શી સ્થિતિ કરશે તે સંબંધી વિચારમાં ગુંથાઈ! બગીચામાં હીરાલાલ ચંદ્રપ્રભામાં નિંદ્રાવશ થઇ ગયો ! ખંડમાં કુંદનનું અંતર ભરાઈ આવ્યું તેથી રડી પડી; થોડીકવાર સુધી ખૂબ રડી, પછી કંઇક સાંભરી આવ્યું તેથી નવીન ઉમંગમાં આવી; અને પ્રેમમાં ડોલતી ડોલતી આનંદથી ઉભરાતી ખંડનું દ્વાર ઉઘાડી બગીચાના ચોગાનમાં દાખલ થઈ; અને દયારામના મહિના મધુર સ્વરથી લલકારવા લાગી ! આ વખતે કુસુમ ખંડમાં આવી કુંદનને જોવા લાગી; દ્વાર ખુલ્લું જોઇ તે પણ બગીચામાં પ્રવેશ કરવા લાગી, પણ બેન્ચ ઉપર હીરાલાલને સૂતો જોઈ અને કુંદનને પાસે ઉભી રહી ગાતી સાંભળી તે ઝંખવાણી

પડી ખચકાઇ ઉભી રહી અને છાનીમાની દ્વાર પાસે લપાઇને હીરા અને કુંદનની લીલા નીરખવા લાગી!! કુંદન મહિના લલકારવા લાગી:–

* * * *

" ચૈતરમાં ચતુરને પંથ ન ચાલવું,
જો ઘેર નારી સારી ચતુરસુજાણજો;
વ્હાલપણે વચનેરે વ્હાલો વશ કરે,
નિરધાર્યું તે પડયું રહે પરિયાણજો:
એ મહીને નવ જઇએ પિયુ પરદેશમાં,
વાત વિચારી જુઓ નણંદના વિરજો.

વાવલિયા વાયારે પિયુ વૈશાખના,
રજ ઉડે ને માણેક મેલું થાયજો;
**નથનીનું મોતીરે હીરો હારનો,**
કહો પર હાથે ધીર્યાં તે કયમ જાયજો;
એ મહિને નવ જઇએ પિયુ પરદેશમાં,
વાત વિચારી જુઓ નણંદના વિરજો. "

દયારામ કવિ.

આ પ્રમાણે ગાતી ગાતી ઉન્મત્ત બની, પળવાર સુધી ચંદ્ર ભણી જોઈ રહી, પળવાર સુધી કુસુમલતાઓ નિહાળી અને છેવટે પોતાની કુંદન કાયાવાડી નીરખવા લાગી; નિશ્વાસ નાંખ્યો અને કાંઇક તિરછાં નયન કરી ચંદ્ર ભણી જોઇ ઉપાલમ્ભ આપવા લાગી:–



ઓહો રતન તમે અહિ ક્યાંથી ?            ( પાનું ૨૩ મું )

" સુભગ સુમગ સાથે ચંદ્ર માથે પ્રકાશ્યો,
અગન અગન આપે દે ન તે એ દિલાસો;
અતન દળ અતિશે ગર્વમાં આવી ઘૂમે,
અમળ કમળ કાયા ક્યાં સુધી આ ઝઝુમે. " ચંદ્રલેખા.

ઉપાલમ્ભના ઉદ્ગાર નિદ્રાવશ થએલા હીરાલાલના શ્રવણ-દ્વારમાં ગયા; હીરાલાલ તરતજ બેઠો થયો અને આંખ ઉઘાડી જુએ છે તો તેની સામે કુંદનની પીઠ જોઈ; તે એકદમ ટોપી હાથમાં ઝાલી ઉભો થઇ ગયો; ઉઠવાનો અવાજ સાંભળી કુંદને ફરી પાછું જોયું તો તેની નજરે હીરાલાલ પડયો. તે એકદમ શરમાઈ ગઈ અને જ્યાં ઉભી હતી ત્યાંને ત્યાં ચિત્રવત્ નીચું જોઇ અંગુઠાવતી ધરતી ખોતરવા લાગી. કુસુમ આ રસમય પ્રસંગ જોઇ મન સાથે બોલવા લાગી:—" ઓહો ! આ તે વિશાખાને પરહરી સુધાકર આવ્યો; કે રત્નાદેવીની સોડ મૂકી પ્રભાકર આવ્યો ? "

" આ તે અનંગ ધરીને શુભ અંગ આવ્યો,
પ્રેમી પ્રભાકર શંકે શ્રીમુખે સુહાવ્યો;
પેખી ઉમંગ ઉમદા ઉપજે તુરંગો,
શાન્તિ વળે ચિત્ત ચળે સુખદા સુરંગો. " ચંદ્રલેખા.

" અરે આ તો મારી કુંદનનો હીરો." કહી કુસુમ તે રસમય પ્રસંગ નિહાળવા લાગી.

હીરાલાલ કાંક સહસા કરી બોલ્યો:—" ઓહો કુંદન તમે અહીં ક્યાંથી ? " ( જુઓ ચિત્ર બીજું )

( ઉત્તર મળ્યો નહિ. )

"ક્યારનાં આવ્યાં છો ?" (ઉત્તર મળ્યો નહિ,) કુંદન શરમાઈ ગઇ; નીચું જોઇ મનમાં મંદ મંદ હસવા લાગી. આવા કુદરતને રસમય પ્રસંગની ઈર્ષા આવી તેથી ગૃહમાતા પાસે જઇ સાદ દેવરાવ્યો.

"કુંદન, કુંદન!"

"આવી!" કુસુમને આ અવાજથી ખોટું લાગ્યું; તેણે કઠણ મન કરી કુંદનને ચેતાવવા માંડી, પણ તેના મનમાંથી નીકળી ગયું કે,

"જુવે ચકોરી ગાભરી ચંદ્ર ઉદયનો ઘાટ,
વિરહે વ્યાકુળ વલ્લભા, જુએ જીવનની વાટ." ઉમાદેવડી.

છતાં પણ ચેતાવવા વિચાર કર્યો એટલામાં અંદરથી અવાજ આવ્યો,

"બેટા કુંદન."

"આવી." કુસુમે જાણ્યું કે મણીલક્ષ્મી માતા અહીં આવી ચઢશે તો વાત વખતે વચકશે, તેથી તેણે કુંદનને ચેતાવી દીધી.

"કમળ ભ્રમર ખટપટ તજો આવી પડશે રાત,
મનની મનમાં રહી જશે વંડી જાશે વાત." ઉમાદેવડી.

આ સાક્ષર ઝવેરીના ઉદ્‌ગાર કુંદને સાંભળ્યા પણ તેનાથી એક તસુ પણ ખસાયું નહિ, ફરી અવાજ આવ્યો,

"અરે કુંદન."

"આ....વી."

કુસુમે તરત ને તરત ફરી કુંદનને ચેતાવી,

" તારા ન્યારા થઈ જજો, આવે નભગણુ નાથ;
તેજ સાચું તમમાં હશે, મેળવશે જગનાથ. " કમાદેવડી.

ફરી અવાજ આવ્યો,

" અલી કુંદન. "

" આવી. "

" હવે જાઓ " કહી હીરાલાલે કુંદનને રજા આપી, કુંદન પ્રણામ કરતી કરતી પાછા પગલે વળવા માંડી; અને હીરાલાલ કિરિટકુમારના ઉદ્ગાર કાઢતો કાઢતો ચૉરીમંડપ ભાણી વળ્યો

" ચિત્ર જગત આ નવ નવ રંગો,
ક્ષણ ક્ષણ પલટે માયા વિભંગો;
જે ક્ષણ જે સ્થળ જે અન્નપાણી,
નિર્ણિત લાવે જેમ તેમ તાણી;
અકળ સકળ જગના સૌ ઢંગો,
ક્ષણ ક્ષણ પલટે માયા વિભંગો. " સંઘવી.

અને મંડપમાં બેઠેલા યુવક મંડળમાં સામેલ થઇ ગયો. થોડીક વારમાં લગ્નક્રિયા પૂરી થઈ સર્વ મંડળ જમવા બેઠું અને જોત જોતામાં સર્વે જણા જમી ઉઠયા; અને હવેલીમાં વરકન્યા વળાવવાની તૈયારી થવા લાગી. યુવતી મંડળ તમામ વસ્ત્રાભૂષણ પહેરી સજ થઇ બહાર આવ્યું. ગોરે પૈડા પૂજન કરાવ્યું. વરકન્યા વિકટોરિઆમાં બેઠાં. વિકટોરિઆ તૈયાર થઇ ઉભી રહી. યુવતી મંડળ મધુર સ્વરથી કરૂણા જનક કન્યાને વળાવવાનું ગીત ગાવા લાગ્યું.

*　　　*　　　*　　　*

" મારા દાદાને આંગણ આંબલો, આંબલો ઘેર ગંભીર જો;
એક પાન અમે ચુંટીયું, દાદા ગાળ ન દઈશ જો.
અમે તો ઉડણ ચરકલડી, ઉડી જાશું દાદા કેરા દેશ જો;
આજે દાદા તારા દેશમાં, કાલે જાશું પરદેશ જો.
દાદાને વહાલા દીકરા, પાસે રાખે હમેશ જો;
અમને કર્યાં અળખામણાં, દાદે દીધાં પરદેશ જો.
ઉમરા વેળામણ મારી ભાભલી, ફળિયા વેળામણ મારી માત જો;
શેરી વેળામણ મારી સહિયરો, ભાગોળ વેળામણ મારા તાત જો;
શિમાડા વેળામણ મારા વિરલા, દેજો મને સૌ આશીષ જો."

લોકકાવ્ય.

કરૂણાજનક કન્યાગીત સાંભળી તમામની આંખોમાં આંસુ આવી ગયાં. ચોગરદમ શાન્તિ પથરાઈ ગઈ. પૂર્ણ શાન્તિ વચ્ચે વિક્ટોરિઆ પસાર થવા લાગી! દિલગીરી ભર્યા દેખાવે કન્યામંડળ દયામણાં મોં કરી ઉભું રહ્યું; કઠોર મને વરમંડળે રવાનગી લીધી. નયને નયનને નિરખ્યાં, હૃદયે હૃદયં પાસેથી રજા લીધી, હીરાલાલે કુંદનને નિહાળી અને કુંદને ભાવથી સત્કાર કરી રજા આપી. જતાં જતાં હીરાલાલના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા " અરે આ તે વરકન્યાનાં લગન કે અંતરની અગન? આ તે ચૉરી કે ચિતા?"



# પ્રકરણ ૩ જું.

## ભણતર કે ભવાડો?

### દોહરો.

ઘઉંથી ઘેંશ જ નીપજે, ઘઉંથી ઘેબર થાય;
જેવા ઘઉંને કેળવે, તેવાં ભોજન ખાય.

અનુભવ વિવેક અને નીતિ એ ત્રણ વિના વિદ્યા સંસાર વ્યવહારમાં ઉપયોગી થઈ પડતી નથી, કેમકે અનુભવ વગર વિદ્યાનો ભારબોજ પડતો નથી, વિવેક વગર વિદ્યા દીપતી નથી, અને નીતિ વગર વિદ્યા કોઇ કાળે પણ ફળતી નથી.

વિના વિચારે સહસા કરીને, નવીન પંથે જે ચડશે તે પડશે;
તજી પોતીકા રિતરિવાજો, દેખાદેખી દડશે તે રડશે.
ધોબીનો કુતરો નહીં ઘાટનો નહીં વાટનો ફરશે ક્યાં ઠરશે,
મયુરપિછ ધરી વાયસ જરા લે, જગત પરિક્ષા કરશે હિત હરશે.

કુદરતનો બ્હાર, સૃષ્ટિની સુંદરતા, પુષ્પનો પરાગ, મધની મીઠાશ અને પ્રેમની મઝા પવિત્ર પ્રેમીજનોજ ભોગવી જાણે છે, કેમકે જેમ ભોગીને જોગની, જોગીને ભોગની

ઝવેરીને રોગની અને વૈદને ઝવેરાતની કિમ્મત હોતી નથી, તેમ પૈસાને પ્રેમની કદર હોતી નથી.

" રસભર્યું રસિક રસરાજનું આ જોબન આવે,
માન મૂકાવે ભાન ભૂલાવે,
તાલાવેલી તન ઉપજાવી થનક થનક નચાવે:—૦
દિલ ડોલાવે ચિત્ત ચળાવે,
રગ રગ રંગનો રોગ વધારી ઘડી ઘડી મનડું મુઝાવે. "

મુનિવરોનાં મન જેવા વિશાળ અને ગંભીર ગ્રીષ્મઋતુના એક સુંદર પ્રભાતમાં જુવાનીથી દીવાની બનેલી સુધરેલી કેસર પોતાના દીવાનખાનામાં એક કૉચ પર બેસી હાથમાં ચોપડી લઇ લેસન કરી રહી છે. ઘડી ઘડી ચોપડી વાંચે છે અને ઘડી ઘડી દીવાલ સામે જડેલા આયનામાં પોતાની કેસરવર્ણી કાયા નિહાળે છે. વળી કાંક યાદ આવતાં ઉપર પ્રમાણે કાવ્ય બોલી ચોપડીને દાઝ ચડાવી ટેબલ પર પછાડી બડબડવા લાગી.

" બળ્યું આ ભણતર, બળ્યું આ જીવતર અને બળી આ જુવાની! બસ હું તો દીવાની થઈ, ગાંડી થઈ અને મેડ થઈ. એક તરફ જોબનનું જોર, બીજી તરફ ધણીનું જોર, મનને ભણવું ગમે અને ધણીને ઘેર લઈ જવી ગમે. બસ હું તો હવે થાકી, કંટાળી—ટાયર્ડ થઈ, વર મળ્યો ખરો પણ મુઇ કાંગલો, તદ્દન જાંગલો, બીલકુલ રીતભાત ફૅશન અને એટીકેટ—વિવેકનું તો કાંઇ નૉલેજજ નહિ—જ્ઞાન નહિ, ઑલરેડી તદ્દન મેનરલેસ બ્રુટ રીતભાત વગરનો જડસો! હું સુધરેલી ફાંકડી, એ તદ્દન પરફેક્ટલી ગામડીઓ વાંકડો! મેટ્રીક સુધી ભણ્યો પણ થયું

શું ? અંગ્રેજી કેળવણી લીધી પણ તેની ફૅશન ન લીધી ત્યાં સુધી કેળવણી શા કામની ? ચાલ જીવ હવે જરા લેસન, ભણતર તપાસી જાઉં !"

એમ કહી થોડીકવાર રોમિયો અને જૂલિયેટની ટેઇલ વાર્તા વાંચવા બેઠી; ચાર પાંચ પાનાં મનમાં બડબડી બડબડી ઉથલાવી ગઈ; પણ બરાબર સમજ પડી નહિ તેથી ચીડાઈ ગઇ.

"આ એક પચીસ લીટીઓનું પેરાફ્રેઇઝ માસ્તરે આપ્યું છે, તે મેં પચાસ વખત રીડ કર્યું, વાંચ્યું તોપણ પ્રીપેર્ડ–તૈયાર થયું નહિ, ઠીક સાંજના માસ્તર આવશે એટલે લખાવી લઇશું. ચાલ હવે જરા ઑલજીબ્રા ઉઘાડી ફેક્ટર ગણી જાઉં ! પણ બળ્યો એ માથાફોડીઓ સબજેક્ટ છે, એ ગણીને કાંઈ બ્રેઇન–મગજ બગાડવાની જરૂર નથી, રમણીકલાલ આવશે એટલે બિચારા ગણી આપશે. લાવ હવે જરા જોગ્રૉફી વાંચું. બ્રાઝીલની રાજધાની રીઑડીજાનેરો, રીઑડીજાનેરો, રીઑડીજાનેરો, બળ્યું નામ પણ કેવું ઑકવર્ડ–વિચિત્ર છે, એકદમ ક્રેમીંગઅપ–મોંઢે થતુંજ નથી. લેઈક ટીટીકાકા, ટીટીકાકા, ટીટીકાકા, ઇન બોલીવીઆ, બોલીવીઆ, બોલીવીઆ, ફૉકલેન્ડ આઇલેન્ડ ઇન સાઉથ અમેરિકા, ઈન સાઉથ અમેરિકા, ઈન સાઉથ અમેરિકા, થયું એ તો હવે તૈયાર થયું, કંટાળો આવેછે. લાવ હવે જરા જોમેટ્રી બાળું પ્રોપોઝીશન ૧૭ મો, થીઑરેમ છે. એની ટૂ એંગલ્સ ઑફ આ ટ્રાએંગલ આર ટૂ ગેધર લેસ ધેન ટૂ રાઇટ એંગલ્સ (કોઈ પણ ત્રિકોણના કોઇ પણ બે ખુણાઓ બે કાટખુણાઓ કરતાં ઓછા છે.) લેટ એ બી સી બી આ ટ્રાએંગલ, પણ લાવ

જરા ટાઇમ જોઉં. ઓહ ઇટ ઇઝ ઑલરેડી નાઇન, અરે નવતો થયા. હવે જરા હીસ્ટરીમાં જૉન વુલ્સીની લાઇફ વાંચી જોઉં ! હા ! પણ એમાં તો ગપ્પાં ઠોકવાનાં છે એટલે પતી જશે. લાવ હવે સેકન્ડલેંગવેજ સંસ્કૃત તૈયાર કરૂં; પણ મુઈ એ ડેડ લેંગવેજ—મૃતભાષા છે. એ રોયું **अस्याम् तस्याम् गच्छति, आवन्ति, जावन्ति,** આપણને ફાવે નહિ."

"આજ મગજમાં સુસ્તી વધારે છે, લાવ જરા ટ્રોનીક લઈ ગરમ થાઉં. સ્ટીમ્યુલન્ટ વગર ગરમી આવશે નહિ." કહી એકસ ઓ નંબર ટુની બાટલીમાંથી એક ડોઝ પીધો.

"ઓહ ધીસ ઈઝ વેરી નાઈસ, વેરી નાઇસ, ઘણુંજ સરસ, ઘણુંજ સુંદર છે." અહા ! ઉદયભાણના નાટકમાં ઉદયસિંહ સ્ત્રીજાતિ તરફ કેટલા બધા માનથી જુએ છે !

* * * *

" ભવરણ માંહી ભામા વાલમનો વિરામ,  
સતિ સુલક્ષણી શામા અંતરનો આરામ;  
સંસારના સંતાપે, તપેલા પરિતાપે,  
શીતળ કરી સ્થાપે, જાણું રમણી ચંદ્રમણી;  
એ........વ્હાલા વાણી અભિરામ. " જંવરી.

બસ આનું નામ તે એટીકેટ, આનું નામ તે પ્યાર અને આનું નામ નોબલ લવ ! ઉદયસિંહ જેવા રાજવીર પુરૂષો સ્ત્રીજાતિને વાસ્તે આટલું બધું માન ધરાવે છે, ત્યારે જુના વિચારના પુરૂષો બાઇડી એટલે સારનારી સાઇડી, બરદાસ કરનારી

ગુલામડી, ભાર ભરવાની ગધેડી અને રાત દિવસ પુરૂષને ફોલી ખાનારી ઉંદરડી એવો અર્થ કરે છે! આ કેવી નિચતા! ઉદયસિંહ આગળ કહે છે કે:—

શામાઓ વિશ્વમાં ગુપ્ત વિસામા,
હીણભાગી હૈયાફુટા ને નકામા;
વ્હારે વિસામાના ભેદુ શામળિયા શામ.

"આ પ્રેમની કાંઈ પણ પરિસીમા છે! આહા....

કમળ નયન કંચનના કટોરા,
ભરી ભરી પ્રીતિ રસ પાતી મધુરા;
વ્હારે વ્હારે વ્હાલા વ્હાલના વિશ્રામ. ઉદયભાણ.

આનું જ નામ ખરેખરો દાંપત્ય–પ્રેમ! આ જ મોક્ષને આપનાર પવિત્ર પ્રેમ!!

અરેરે! મારા નસીબમાં આવું સુખ આખા જન્મારામાં પ્રાપ્ત થનાર છે? મારા વર તો જાડી જાડી કાંટા જેવી દાઢી અને ગંધાતા વાળનો મોટો ચોટલો જાણે આવ્યો એક બહુ રૂપી બાવો કે ભૂવો! મોટા દૈત્ય જેવા જાડા જાડા હોઠ, ધમણીઆશા કુલા, જાડાં ખદડાં જેવાં થીગડાં મારેલાં લુગડાં, જુના ગામડીઆ ફાટેલા જોડા! ઓહ શેઇમ, શેઇમ ટુ હીમ! શરમ, શરમ છે તેમને! મેં તેમને હજારો વખત કહ્યું કે, આ તમારો ભરવાડ જેવો વેશ લેશ પણ છાજતો નથી, ઉલટો મને લજવી મારે છે. અરે! તેના કરતાં તો મારા રમણીકલાલ માસ્તર હજારગણે દરજ્જે રૂપાળા સારા અને નાજુક છે. તે બિચારાની સ્ત્રી મરી

ગઈ છે અને તેમાંએ નાગર એટલે જોઇએ ગાગર! માસ્તર બિચારા ભણ્યા ગણ્યા જુના વિચારના ભોલા દોલા છે, હાફ્મેડ છે, ભોળીઆ રાજા છે! જાણે શુકદેવજીનો અવતાર! બિચારા બીજા સુદામા! તેમની આગળ આ બધી વાત છેડી હોય તો કહેશે કે અરે કેસર! તને જરા પણ શરમ આવતી નથી? આવા અપવિત્ર વિચાર તારા મનમાં ક્યાંથી આવે છે? જો આજથી તારા આવા વિચાર થશે, તો તારા ભણતરને અને મારા શિક્ષણને કલંગ લાગશે. અરેરે! માસ્તર બિચારા જાણતા નથી કે જુવાની ચાર દિનની છે, દિવાની છે; તેમાંએ આ કનકવાડી કાયા ઝકઝોળ ખીલી રહી છે, તેમાં આવા વિચાર આવે તેનું કરવું શું? પ્રેમ, પ્રેમ, તારો અજબ રંગ છે! તું ક્યાં વસ્યો હોઇશ? લાવ જરા હારમોનિયમ ખોલી મગજને આનંદ આપું! કહી વાજાની પેટી ઉઘાડી સુર મીલાવી એકતાર થઇ ઉદયસિંહવાળુ એક બીજું ગીત ગાવા લાગી:—

* * * *

“ પ્રમદા છે પ્રીતિ ભાજન, મનરંજન ભીડભંજન;
જુક્તિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચડતો દન.
ચિન્તામણી રત્ન છે રમણી, વળી પારસમણિ મનહરણી;
કોમળ ને કાંચનવરણી, ધીર ગંભિર વચન રસ ધરણી.
સંતાપે એ પ્રમદા જે પામરજન,
રૂઠ્યો ભગવત ને ઉઠ્યો તેનો દન. ” ઝવેરી.

“ આહા! આવો મધુરો પ્રેમ ક્યાં હશે?” આ વચન કહેતાંની સાથેજ કેસરનો વર જયન્તીલાલ જે પાસેના ખંડમાં

હતો તે એકદમ આવી કેસરને ગળે હાથ નાખી બોલ્યો:–
"વ્હાલી! ત્યારે શું તને એમ લાગે છે કે એવો ઉત્તમ પ્રેમ આપણા બેમાં નથી ?"

"નથી નથી, જાઓ જાઓ મારો હાથ મૂકી દો !"

"અરે હાં હાં પ્રિયા આ શું ?"

"બી ઑફ યુ મેનરલેસ મેન! તમે મને લજવી મારી. મેટ્રીકમાં બે વરસથી લાગલાગટ નાપાસ થાઓ છો, જાઓ તમે મેટ્રીકના નામને બોળ્યું."

"બસ એજને ?"

"તેમાંએ આ તમારા ઢોલકા જેવા કસબી ટોપલાએ અંગ્રેજી કેળવણીને લજવી મારી! તમારા ઘાઘરા જેવા અંગરખાએ કૉલેજને નીચું જોવરાવ્યું! જાઓ જાઓ મારી નજર આગળથી દૂર થઈ જાઓ! આવો રાભા જેવો ડ્રેસ રાખી મારી પાસે આવતાં શરમ નથી આવતી ?"

"પ્રિયા! સ્વદેશી આર્ય ઢબછબનો પોશાક પહેરવામાં મારે શા માટે શરમ રાખવી જોઇએ ? શરમ તો પારસણ અને મડમ બનતાં તારે રાખવી જોઇએ. બ્રાહ્મણની બાળાને આવા ફૅશનના ચાળા શોભે નહિ! અંગ્રેજો અને પારસીઓના ડ્રેસોનું અનુકરણ કર્યે સુધરેલાં કહેવાય નહિ; જો તારે સુધારામાં ભળવું હોય તો તેમના સંપ, ગુણ, વિદ્યા અને મોરેલીટીનું અનુકરણ કર ?!"

"જાઓ જાઓ, જંગલી અહિંથી દૂર જાઓ! શ્રો આવે ચોર ખસડપસડીઆ જોડા એન્ડ ડ્રેસ–આ તમારા ચટપટીઆ

જોડા અને પોશાકને દૂર ફેંકી દ્યો! તમારા જેવાને તે શું કામ મારા ફાધરે પિતાએ નકામો એકસપેન્સ ખર્ચ કરીને મેટ્રીક સુધી ભણાવ્યા હશે? તમે શું સમજીને મારા હૉલમાં આવ્યા? જાઓ જાઓ, અહિંથી ચાલતા થાઓ. ગેટ આવે ફ્રોમ હીઅર એટવન્સ."

"અરે હાં હાં જરા બોલતાં વિચાર કરો! હું કોણ છું તેની જરા સમજ રાખો."

"યુ આર આ બીગ ફૂલ! તમે એક મોટા મૂર્ખ છો. વ્હાય ડૂ યુ કમ હીઅર એન્ડ ડીસ્ટર્બ મી? તમે શા માટે અહિંયાં આવી મારા અભ્યાસમાં હરકત કરો છો?"

"અરે એમાં હું તમને શી હરકત કરૂં છું? એટલોએ મારો હક્ક નહિ? શું તમે મેટ્રીક સુધી ભણ્યાં માટે મારાથી તમને બોલાવાય નહિ? શું એક સ્ત્રી અંગ્રેજી ભણી અને સુધારામાં ભળી માટે તેનો વર તેને બોલાવી પણ ના શકે? વાહ વાહ ધન્ય છે તમારી કેળવણીને!"

"પ્લીઝ નાઉ ગો આવે, ડોન્ટ બોધર માય હેડ ફોર નથીંગ! મહેરબાની કરીને અહિંયાંથી પધારો, મારૂ માથુ ના ફોડાવો!"

"અરેરે! આ કહેવાતા કુળવાન સુધરેલા શ્રીમંતની પુત્રી સાથે પરણતાં આ લાભ? ઠયો હવે તમારી તબીયત કેમ છે તે તો કહો! એટલોએ જવાબ આપશો કે નહિ?"

"બસ એકદમ તમે અહિંથી દૂર થાઓ, નહિ તો શરમ મૂકીને હું મારા ફાધરને પિતાને બોલાવું છું. હું તમને સાફ

કહું છું કે મારા કામમાં આવી તમારે આવા ચબાવલાવેડા કદી કરવા નહિ ?"

"અરે બેવકુફ ! તું તો ભણીગણીને ફાટી ગઈ, હદ બહાર જતી રહી, વંઠી ગઇ, લાજ મર્યાદા ભૂલી ગઇ ! મૂર્ખ હું તારો ધણી થાઉં, તેની જરા સમજણ રાખ ! કે વાજા ઉપર બેસી ગદ્ધા મલ્હાર ગાયો એટલે પતી ચુકયું ?"

"અરે ! તમારા જેવા હુબસી હુસણન્ડને ધણી કહેતાં હું શરમાઉં છું ! શું મારા પિતાએ કદી બેવકુફાઈના આવેશમાં તમારી જોડે મારૂં બાલપણમાં બાળલગ્ન કર્યું, તે હું શું કનફેસ કરીશ, કબુલ કરીશ. મંજુર કરીશ, સ્વીકારીશ ?"

"અરરર મારે તે તને કહેવું શું ? આ તે કાન્તા કે કાગડી ?"

"તમે તે કંથ કે ઢોર ?"

* * * *

"કાન્તા નહીં તે કાગડી જે કંથ કનડે ઘડી ઘડી,
કાન્તા નહીં તે કાગડી જે કલેશ કરતી લડી લડી;
કાન્તા નહીં તે કાગડી જે કંથને નવ સાંખતી,
કાન્તા નહીં તે કાગડી જે કાળ દૃષ્ટિ દાખતી.

કંથ નહીં તે ઢોર છે નિજ નારીપર મમતા નથી,
કંથ નહીં તે ઢોર છે જે નારીને ગમતા નથી;
* કંથ નહીં તે ઢોર છે જે નારીને પાળે નહીં,
કંથ નહીં તે ઢોર છે જે નેહથી ન્યાળે નહીં.

નારી નહીં તે નાગણી નહીં પ્રેમ પ્રિતમ પર ધરે,
નારી નહીં તે નાગણી ધાર્યું ધણીનું ના કરે;
નારી નહીં તે નાગણી જે રીસ અંતરમાં ધરે,
નારી નહીં તે નાગણી નિજ નાથ નિરખી ના ઠરે.

કંથ નહીં તે ઢોર છે, ફૅશનમાં નહિ જે ફાંકડા,
કંથ નહીં તે ઢોર છે, રાભા સમા જે રાંકડા;
કંથ નહીં તે ઢોર છે, પર્સનાલિટી જાણે નહી,
કંથ નહી તે ઢોર છે, જે પોઝીશન માણે નહીં. ”

“ શિવ, શિવ, શિવ, થઇ ચૂકયું, પતી ચૂકયું, નેવનાં પાણી મોભે ચઢ્યાં! આજકાલની ઉછરતી બાળકીઓ અંગ્રેજી ભણીને બ્હેકી ગઇઓ! ફૅશનના પંથે ચઢી લાજ મર્યાદા ધર્મ અને નીતિનો નાશ કર્યો! હાય! મારા તે કયાં ભોગ લાગ્યા કે હું સુધરેલા શ્રીમંતની પુત્રીને પરણ્યો! મારા પિતાને જ્ઞાતિના આવા દાંભિક અને મૂર્ખ આગેવાનની દીકરી મળી તેના કરતાં કુંભારની ગધાડી મળી હોત તો ઘરના કારભાર ઉચકીને ફરત અથવા કોઈ સદાચારી ગરીબ વિપ્રની કન્યા મળી હોત તો નિરંતર મારી આમન્યામાં રહેત!! હા....હા....મારાં શાં પાપ પ્રગટ થયાં કે સાસરા માંહી રહી હું ઘરજમાઇ કુતરો બન્યો; તેમાંયે સસરાના હાથ તળે અંગ્રેજી ભણ્યો અને ઘરની નારીએ મને બોજ ઉપાડનાર બેલ ગણ્યો! હાથે કરી ઓશિયાળો બન્યો અને બાયડીના ગુલામમાં ખપ્યો! હરિ, હરિ, હરિ, હવે મારો અવતાર મિથ્યા થયો અને મારા ભવિષ્યના સંસારને હાથે કરીને દુ:ખી કર્યો. ઓ સુધરેલી નારી તારી જીભમાં

હાડકું છે કે નહિ તું આ શું? બોલે છે? કોના સામું બોલે છે! જરા વિચાર કર!"

"અરે અત્યારે તમે અહિંથી જાઓ છો કે નહિ? ડુ યુ કલીઅર માય હૉલ ઑર નૉટ? કે બોલાવું મારા ફાધરને! અરે હજુ તો મારે રસાયણ વિદ્યા કેમેસ્ટ્રી તૈયાર કરવાની છે."

"ખબરદાર જો વિશેષ લવારો કર્યો તો હું તને સખત શિક્ષા કરીશ. જહાનમમાં ગયું તારૂં લેસન! આટલો બધો મિજાજ તું મારા પર કરે છે?"

"યસ, યસ ઑન યુ આઇ ડુ. હા હા હું તમારા ઉપર કરૂં છું. ગો ઑન નાઉ વોટ ડુ યુ સે? હવે તમે કહેવા શું માગો છો?"

"હવે હું એજ કહેવા માગું છું કે તમે દીવસે દીવસે ભણીગણી વર્ણશંકર ન થશો."

"માઇન્ડ, ચુપ રહો, ચુપ રહો, જરા લીમીટમાં હદમાં રહીને બોલો, નહિ તો હું તમારા પર ઇનસલ્ટનું અપમાનનું તહોમત મૂકી હાઇકોર્ટમાં સુટ દાવો કરીશ. તમારે મારી શી દરકાર?"

"શી દરકાર? એમ કે! જો તેં કાલથી ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાંજ પગ દીધો તો તારો પગજ કાપી નાખીશ. ભલે પછી તારા દાદા અને તારા બાપ મને સાસરામાંથી જવાનું કહેશે તો ચાલ્યો જઇશ; પણ તને તો બતાવી આપતો જઇશ. યાદ રાખજે આનું પરિણામ ખોટું આવશે. સમજી અલી!"

"એ અલી બલી સાંભળનારી હું નહિ! ટેક કેર સંભાળ રાખો, જો એવો શબ્દ મને અગેઈન ફરીથી કહેશો તો તમારા વાસ્તે હું લાંબો વિચાર કરીશ."

"લાંબો, લાંબો, લાંબો, લાંબો તે ઠેઠ તારા ઘરથી તે હાઇકોર્ટ સુધી લાંબો વિચાર કરી લેજે હું સારી રીતે જાણું છું કે તમે સુધરેલાં નારી ભણીગણીને કેટલો સંસાર સુધારો કરી નાંખવાનાં છો?"

"ઠીક ત્યારે તો હું જરૂર હાઇકોર્ટ મારફતે ડાઇવોર્સ છુટા છેડા કરી નાંખવાની!"

"અને હું પણ તે પહેલાં તને તાબામાં લેવાની ફરિયાદ કરીશ."

"ફાઈ અપોન યુ ફુલ! ફાઈ અપોન યુ! ધિઃક્કાર! ધિઃક્કાર તમને હજારો ધિઃક્કાર છે! તમારા જેવા સુધારાના હડહડતા શત્રુ ઑરથોડોક્સ હિંદુ જમાઇઓને પારાવાર ફિટકાર છે. સાસરામાંથી ઘેર જવાને તૈયાર થયા પણ ઘરમાં પેટમાં વાળવાને રોટલો નથી તેનો કાંઈ વિચાર કર્યો? જાઓ જાઓ, મેનરલેસ મેન ઢાંકણીમાં પાણી લઇ ડુબી મરો! તમે ગમેતેમ કહેશો પણ હું તો કૉલેજમાં જનાર!"

"અરે હવે અંગ્રેજી ચોપડી હાથમાં ઝાલે તો તારા હાથ કાપી નાંખું!"

"આ તમારૂ નાક કાપી નાંખો એટલે સુધારાની દુશ્મનાઈ મટી જાય! આમ છેક જંગલી રોઝ જેવા ન થાઓ!"

"તું રોઝ છું તે હું જાણું છું!"

"અરે હું તો ગુલાબનું ફૂલ રોઝ છું! આ ટાઈગર-હારટેડ જરા ફેર સેક્સની ફીલીંગ રાખો? અરે વાઘ હૃદયના જરા નાજુક જાતને વાસ્તે લાગણી ધરો?"

"હવે લાગણીમાં એજ કે તારી માગણી હવે કદી હું કબુલ કરનાર નથી."

"ગેટ આવે ફ્રોમ હીઅર? અહિંથી દૂર થાઓ. ગો ફાધર ફાધર કમ હીઅર એટવન્સ? બાપા બાપા જલ્દીથી અહિં આવો." આ ઉદ્ગાર સાંભળતાની સાથેજ તરતજ નવનિતલાલ અને ગીરજાલક્ષ્મી ધસમસ્યાં કેસરના દિવાનખાનામાં આવ્યાં.

જયન્તીલાલ શરમિંદો બની ગયો. નવનિતલાલ સોનેરી ચશ્મા આંખે ચડાવી દમામથી પૂછવા લાગ્યો:–"વેલ ડોટર ડોટર વોટ્સ ધી મેટર? દીકરી દીકરી કેમ શું છે?"

"વેલ ફાધર આ તમારા જમાઈ વારંવાર મારી પ્રાઈવેટ રૂમમાં ખાનગી ઓરડીમાં આવી મને ડીસ્ટર્બ કરે છે, હરકત કરે છે, લેસન બીલકુલ મને કરવા દેતા નથી. હું તો તેમનાથી થાકી."

"વેલ મી. જયન્તીલાલ આર યુ અગેઇન હીઅર? અરે હજુ પણ તમે અહિના અહિંજ છો? મેં તમને હજારો વખત કહ્યુ, આઇ ટોલ્ડ યુ થાઉઝન્ડ ટાઇમ્સ કે તમારે હમણાં મારી રજા સિવાય અહિંયાં આવવું નહિ; તોપણ તમે જ્યારે ત્યારે અહિંયાંના અહિંયાંજ પડી રહો છો અને મારી ડોટરને કનડ્યા કરો છો? વેલ વ્હાય ડીડ યુ કમ હીઅર? તમે શા માટે

અહિંયાં આવ્યા કરોછો ? મૂર્ખ તમને કાંઇ પણ શરમ આવતી નથી ? ”

“ વિચારીને બોલો ! આપ જેવા વિદ્વાન માણસે આવા અઘટીત શબ્દો બોલવા તે ઠીક નહિ, મારે શા સારૂ શરમ રાખવી જોઇએ ? શરમ તો તમારે રાખવી જોઇએ, ને તેમાંએ વળી જ્યાં આગળ દીકરી અને જમાઇ એકઠાં રહેતાં હોય ત્યાં આગળ આવતાં તો ખાસ કરીને શરમ તમારે રાખવી જોઇએ.”

“ ઓહ યુ શેઇમલેસ ક્રીચર, વર્થલેસ બેશર અરે બેશરમા પ્રાણી, નમાલા ભીખારી તું મને સામો જવાબ આપે છે ! હું કેવો મૂરખ કે તારા જેવા સ્ટુપીડને ઘરજમાઈ કરી મેટ્રીક સુધી ભણાવ્યો ? અને ઘરમાં રાખ્યો ! ” ગરમાગરમ તકરાર સાંભળી કેસરની બા ગીરજાલક્ષ્મી પણ ગરમ થઇ અને ભવાં ચઢાવી જયન્તીલાલને ધમકાવવા લાગી.

“ અરે તમે તે કેવા જંગલી જમાઇ છો ? આવા ઑરથોડોક્સ કેમ છો ? કેસરના ભણવાના વખતે શા માટે આવીને હરકત કરો છો ? તમે શા માટે અમારા સુધરેલા રીતિ રિવાજોની અદેખાઈ કરોછો ? જો તમને અમારા આચાર વિચાર ન ગમતા હોય તો ચાલ્યા જાઓ અહીંઆંથી ! રોજ ઉઠીને આ હેડફ્જેતા શા ? ”

“ અરે તમારી દીકરી પણ મારી તો વાઇફ ! ”

“ વેલ વાઇફ, બ્રીંગ ધી નાઈફ, કટ ધી નોઝ, ઓફ ધીસ રોઝ, અરે પ્રિયા ચપ્પુ લાવ, અને આ રોઝનું નાક કાપી નાંખ ! ”

"વેલ ડીયર! વ્હાલા!"

"ઓ માય હાર્ટ, ડુ નોટ ફ્રીઅર! અરે મારા જીગર વ્હીશ નહિ!"

"મેં તમને હજારો વખત કહ્યું હતું કે આવા જંગલી જુના વિચારના હિમાયતી, મૂર્ખ, બેવકુફ, જડસા, રાબા વિવેક વગરના ભીખારી સુધારાના હડહડતા શત્રુની જોડે મારી કેર.રનું મૅરેજ લગ્ન ન કરશો; તોપણ તમે તમારા ડોસલા ડોસલીના જુના વિચારને આધિન થઈ લગ્ન કર્યું અને મારી દીકરીનો અવતાર મિથ્યા કર્યો!"

"ઓહ વાઇફ, અરે પ્રિયા એમાં થઈ ગયું શું? જો આ ડફર બે ચાર વરસમાં નહિ સુધરે તો આપણે આપણી પુત્રીના હાઈકોર્ટ મારફતે ડાઇવોર્સ છુટાછેડા કરાવીશું!" આવાં નિર્લજ વચન સાંભળતાની સાથેજ મણીલક્ષ્મી વાઘણની માફક ક્રોધાતુર બનીને ધસ્રી આવ્યાં.

"અદ્યા નાગા નવનિત, જરા લાજ, જરા ડાહ્યો થા, વિચાર કર આમ છેક સુધારાના શિખર પર ચઢી ન જા. જરા આર્યધર્મનું અભિમાન રાખ! રોયા મૂર્ખા બ્રાહ્મણની જ્ઞાતિમાં છુટા છેડા હોય? જ્યારે બ્રાહ્મણની કોમમાં નાતરાં થશે, પુનર્લગ્ન થશે ત્યારે ધરતી રસાતાળ જશે!! આમ છેક વંઠી ન જા."

"ઓહ યુ ડોસલી! હુ કૅાલ્ડ યુ હીઅર? અરે ડોકરી તમને અહીંઆં કોણે બોલાવ્યાં? જાઓ જાઓ રસોડામાં જઇને દાળ ભાત તૈયાર કરો." અધુરામાં પુરૂ ગીરજાલક્ષ્મી પણ ડોસ્રીને ધમકાવવા લાગી.

"તમને કોણે અહીંઆં ડહાપણ કરવાને બોલાવ્યાં કે વગર બોલાવ્યાં ચપ લઇને આવ્યાં! 'વગર બોલાવ્યું બોલે તે તરખલાની તોલે.'"

"વેલ મી. જયન્તીલાલ, લીવ માય હાઉસ વીધીન ટવેન્ટી ફોર અવર્સ. (જુઓ ચિત્ર ત્રીજું) મી. જયન્તીલાલ ચોવીસ કલાકની અંદર મારૂં ઘર છોડી ચાલ્યા જાઓ."

"અરે હમણાંને હમણાં તમારૂં ઘર હું છોડી દઉં છું. હવેથી તમારા ઘરનું પાણી પીવું પણ મારે હરામ છે. હું તમારી તલમાત્ર પણ પરવા રાખતો નથી." આ વચન સાંભળીને ગીરજાલક્ષ્મી કકળી ઉઠી.

"ત્યારે કોણ કહે છે કે પરવા રાખો? લક્ષણ તો ગામમાં ભીખ માગીને પેટ ભરવાનાં જણાય છે." ડોસી માણીલક્ષ્મીનું પવિત્ર લોહી ગીરજાલક્ષ્મીનાં વચન સાંભળી અતિશય તપી આવ્યું, ને તેમણે નવનિત અને ગીરજાલક્ષ્મી બંનેની ઝાટકણી કાઢવી શરૂ કરી.

"ઓ સુધરેલાં ધણીધણીઆણી, હવે થોડાં ફાટો થોડાં! આતે તમે કરવા શું ધાર્યું છે? શું ધણી, ધણીઆણી અને દીકરી ભણ્યાં એટલે આખી દુનિયા ગણ્યાં, તરીને પાર ઉતર્યાં? અરે સુધારામાં ભળ્યાં એટલે શું પરમેશ્વર મળ્યા? તમારે કાંઈ દુનિયાદારીની દરકાર રાખવાની જરૂર નથી? અરે શરમ શરમ, સુધારાએ સત્યાનાશ વાળ્યું! તમે ગમે તેમ જયન્તીલાલને કહો, જંગલી કહો, ભિખારી કહો, પણ અંતે તમારો તે જમાઈ છે. તમારી દીકરીનો ધણી છે. 'જેણે દીધી બેટી તેની

ગરદન હેઠી તેનો વિચાર કરો. તે ગરીબ છે તેમાં તેનો શો દોષ છે? તમે શ્રીમંત હોઇને કેટલા સુધર્યા, તે તો કહો! યાદ રાખો તમારે જેટલી તમારી પુત્રીની ફીકર છે તેના કરતાં હજાર ગણી વધારે ફીકર તેને છે, કારણ કે તેને પોતાનો સંસાર સુખી કરવાની ઘણી કાળજી છે." આ સાંભળી ગુસ્સે થઈ કેસર ચડભડી ઉઠી.

"બાપા, બાપા, આ ડોસી વચમાં શા માટે બોલે છે? જ્યાં બે જણાં વાત કરતાં હોય ત્યાં ત્રીજાએ વગર બોલાવે વચમાં જઇને બોલવું એ એટીકેટની વિરૂદ્ધ છે."

"દીકરી, ડોશી ઘરડી થઈ એટલે અક્કલ પણ ગઈ!"

"બરાબર સાઠી બુદ્ધિ નાઠી" કહીને ગીરજાલક્ષ્મીએ તીણો માર્યો"

"ફાધર, ઘરડા એટલે બેવકુફ, દીવાના અને જંગલી!" આ સાંભળી જયન્તીલાલને કાંક હસવું આવ્યું એટલે ત્રણેને ટકોર મારી.

"ધન્ય છે સુધરેલાં નરનારીઓ ધન્ય છે તમને! ઘરડાને બેવકુફ ગણનાર ધન્ય છે તમારા સુધારાને!"

"જો ઘડપણ આવે અક્કલ વધતી હોય અને ડહાપણ આવતું હોય તો નામદાર સરકાર કંઈ ગાંડી નથી કે ઘરડાને ઘેર બેસારી ઘરના રૂપીઆનું પેન્શન આપે; પણ ઘરડા એટલે દિવાના!"

" ઘરડા તો પુરા દુનિયામાં દીવાના,
ઘરડોરે જાણે ડાહ્યો પુરો હું;
ઘરડોરે જાણે ભણ્યો પુરો હું,
ઘરડોરે જાણે જ્ઞાની પુરો હું;
અને ડાહ્યા હુંપદમાં દાના—૦

વગર સમજે માથું મારે તે,
ઉંધુ સમજી ઉંધુ સારે તે,
પોતિકી સમજે ન ભુલ શાણા—૦

ડહાપણમાં તો ભાગી જાયે,
કાણું કરતાં જરી ન કગાયે;
મુઆ ઉપર બેસીને ખાયે,
ખાલી મિજાજમાં મરવાના—૦ "

" વાહ બેટા વાહ! વાહ મારી ભણેલી ગણેલી વહુ ધન્ય છે તારા ભણતરને! વાહ મારી દીકરી ધન્ય છે તારા ડહાપણને! તમે બધાં ઉંચી કેળવણી લઇને કેટલાં કેળવાએલાં છો તે તમારાં વચન પરથી જણાઇ આવે છે. તમારા જેવાં અર્ધદગ્ધ માથા-બોળુ નર નારીઓજ અંગ્રેજી કેળવણીને કલંક લગાડે છે, અને સુધારાનું સત્ય સ્વરૂપ સમજવું મૂકી દઈ કેવળ કુધારામાંજ ઝંપ-લાઇ પોતાના સુખી સંસારને દુ:ખમય બનાવે છે. તમારા જેવા ભણેલાઓજ ધોબીના કુતરાની માફક નહીં ઘાટના કે નહીં વાટ-નાની માફક તેમની જીંદગી દુ:ખમય ગુજારે છે. જયન્તીલાલ ભાઈ જયન્તીલાલ તમે કાંઇ આ લોકોના બોલવા તરફ લક્ષ આપશો નહીં. રાયજી ડોસા અને તમારાં સાસુ સસરાએ

તમારૂં સર્વ ધૂળધાણી કર્યું છે. તમારાં ઘરબાર વગેરે તમામ માલ મિલ્કત તેઓ પચાવી પડયા છે! હું મારા ભાઇપર કાગળ લખીને તમને રહેવાને ઘર અને ખાવા પીવાનો બંદોબસ્ત કરાવું છું તમે તમારી મેળે બેલાશક પછીથી જુદા રહેજો. અત્યારે ચાલો મારા ઓરડામાં આવો, તમારે આ અવાસમાં બીલકુલ પગ દેવો નહીં."

"માતાજી! બસ થયું! હું તમારો ઘણોજ આભાર માનું છું, આજથી સાસરાના સુખનો મારે અંત આવ્યો છે. નવનિતલાલ તમે નક્કી સમજજો કે આ તમારી ઉદ્ધતાઇ, અયોગ્ય સ્ત્રીસ્વતંત્રતા અને જુઠા સુધારાનાં ફળો તમને ટુંક વખતમાં મળશે. તમારે ત્યાંથી ગયા પછી મારે કદી ભીખ માગવાનો પ્રસંગ આવશે તો હું બેલાશક ખુશીથી માગીશ; પણ તમારે ત્યાં રહી મેણાં ખાઇને પેટ ભરીશ નહીં. જો તમારા આવા વિચાર પ્રથમથીજ મારા જાણવામાં આવ્યા હોત તો હું તમારા આશ્રય તળે રહીને કદી મેટ્રીક સુધી ભણત નહીં. મેં મારી શારીરિક સંપત્તિનો વિચાર નહીં કરતાં આટલો બધો સમય મેટ્રીક ભણવામાં ગાળ્યો અને તેના પરીણામમાં પરીક્ષામાં લગભગ હું લાગલાગટ બે વરસ એકઝામીનેશન ફીવર સખત તાવથી પીડાયો, અને પરીક્ષામાં નાપાસ થયો. જો આટલો સમય મેં વ્યાપાર ઉદ્યોગની લાઇનમાં ગાળ્યો હોત તો અત્યારે મારૂં ઘણુંજ બહેતર થઈ ગયું હોત, અને આવો મૂઈકાંગલા જેવો નિર્બળ શરીરે રહ્યો ન હોત!

કેળવણી, કેળવણી, સાંપ્રત સમયની અંગ્રેજી કેળવણી! આધુનિક ઉછરતી અર્ધદગ્ધ પ્રજા તને હાથે કરીનેજ કલંકિત

કરેછે, તું તો નિરંતર નિષ્કલંકિત દયાળુ અને બ્રહ્મભાવવાળી છું. જે જે ઉપાસકો તારી ઉપાસના કરે છે તે તે ઉપાસકોનો તું કાંઇ પણ જાતિ ભેદ નહીં રાખતાં નિરંતર ઉદયજ કરે છે, પણ હે પવિત્ર દેવી, આધુનિક ઉપાસકો તારા રહસ્યને મૂકી ઠાઠમાઠમાં પડી તને કલંકિત કરેછે. નવનિતલાલ તમારા જેવા ઉપાસકો સુધારાના સાથી થઈ કેળવણીને ધર્મને નીચોવનાર કેળવણી તરીકે ગણાવેછે. ગીરજાલક્ષ્મી તમે અને તમારી દીકરી હદથી જાદે સ્રીસ્વતંત્રતાની હીમાયત કરી અને અંગ્રેજી ફેશનનું અનુકરણ કરી કેળવણીને નીતિ વિવેક અને લજ્જાનો નાશ કરનાર તરીકે ગણાવો છો; અને મારા જેવા માંદલા યુવકો પોતાની શારીરિક, માનસિક અને સંસારિક સંપત્તિનો વિચાર નહીં કરતાં કેવળ ભણી ગણીનેજ કેળવણીને તન મન અને ધનનો નાશ કરનાર તરીકે ગણાવે છે, અને તેથીજ કેળવણીના આધુનિક ઉપાસકોને વાસ્તે કહેવામાં આવે છે કે,

### દોહરો.

મંદ ગતિ મેટ્રીકની, બી એ ફરે બેહાલ;
એમેની અંતર પીડા, જાણે દીનદયાળ.

"માજી હવે હું આપના ચરણ કમળમાં પ્રણામ કરી છેલ્લી સલામ ભરૂં છું." કહીને તરતજ જયન્તીલાલ વીદાય થઈ ગયો. મણીલક્ષ્મી ડોસી ગભરાઇ ગયાં, અને કલ્પાંત કરી સર્વને ધમકાવવા લાગ્યાં.

"અલ્યા નવનિત શું જુએ છે? જા જલ્દી જયન્તીલાલ પાછળ અને તેમની ક્ષમા માગી તેમને પાછા વાળ્ય અને તારી

કેસરને જલ્દીથી તેને સ્વાધીન કરી સાસરે વળાવ ? ”

“ ચુપ રહો ડોસી ચુપ રહો ! ગયા તો ભલે ગયા. આઇ ડોન્ટ કેર ફૉર હીમ. મને તેમની કાંઇ દરકાર નથી. તમારે અમારી બાબતમાં કાંઈ ડહાપણુ ડોળવાની જરૂર નથી. હજુ મારે કેસરને બી. એ સુધી ભણાવવી છે. અત્યારથી સાસરાના પાંજરામાં તેને પૂરી નિર્બળ બનાવવી નથી. હજુ તે પુખ્ત ઉમ્મરની થઈ નથી, તમારા જેવા ઢેમ ફૂલ ઘરડાઓજ બાળલગ્નો કરી કરી બાળકોને માંદલાં અને મૂઇકાંગલાં બનાવી દેછે. તમારા જેવાં જંગલીઓને લીધેજ દેશનો ઉદય થતો નથી. ”

“અલ્યા નવનિતતું આ શું બોલે છે ? આપણી કન્યાઓને આપણે પવિત્ર ઇચ્છાથી કન્યાશાળામાં ભણાવીએ કે જેથી તેઓ સુખી થાય, ઘર ખર્ચનો હિસાબ રાખે, આવક જાવકનો વિચાર કરે, કરકસર શીખે, સારા નીતિ ધર્મના અને જ્ઞાનના ગ્રંથો વાંચે, તેમાંથી શિખામણ ગૃહણ કરી નારી–દેહ દિપાવી શકે, સાસરે રહી પતિવૃત ધર્મ પાળી માતપિતાના કુળને અજવાળે, સુખ દુઃખના કાગળો લખી માબાપને માહીતગાર કરે, અને ટુંકામાં પોતાનો સંસાર ધર્મ નીતિ અને સત્યનાં સાધનોથી ચલાવી શકે, તેને બદલે છોકરીઓ ભણે એટલે આખા ઘરની ગુરૂ થાય. ભણવું શા સારૂ ? ફક્ત સાસરામાં સમાવા સારૂ અને ધણીને પ્રિય થવા સારૂ ! તેને બદલે તું કહે છે કે હું કેસરને સાસરે નહીં મોકલું આ શો જુલમ છે ? ”

“ ડોસી હવે તમે તમારો લવારો મૂકી નીચે ચાલ્યાં જાઓ ? ”

"દીકરા હવે ડહાપણમાં ભાગી ન જાઓ. તમારી છોડી કેસરે તો આચાર વિચાર સર્વ કોરે મૂક્યાં. નિશાળે જતી વખતે કોઇ પણ દીવસે ચાંલ્લો કરવોજ નહિ, અને તે તો છચોક કહે છે કે મડમના જેવું સાફ કપાળ રાખવું. આ પગમાં ઈંગ્લીશ બુટ શાં? મોજાં શાં? આ પોલકાં શાં? મડમના જેવી વેણી શી ગુંથવી? અરેરે સુધારાએ ઘર ઘાલ્યું!!"

*　　　*　　　*　　　*

હાય હાયરે હિંદ સુધારે તારૂં ઘર ઘાલ્યું,
વંઠાડી આર્યોને કુધારે કુશિક્ષણ આલ્યું:
ધર્મનાં બીજ ખોદી કાઢયાં, નીતિનાં જડામુળ વાઢયાં,
લાજ મલાજા તજીને મનડું છુટાપણે માલ્યું—૦
વસી શું વિદ્યા ફેશનમાં, બ્રાન્ડી સોડા ટી લેમનમાં:
બુટ પાટલુન કોટ ચોરૂટમાં હિંદુપણું ચાલ્યું—૦

શિવ, શિવ, શિવ, થઇ ચુક્યું, પતી ચુક્યું, હવે સુધારાની હદ આવી ગઈ! રામ, રામ "આતે ભણતર કે ભવાડો?"



# પ્રકરણ ૪ થું.

## કન્યાનું સાસરૂં કે સંસારનું ધુંસરૂં.



**દોહરો.**

મન માને ત્યાં નવ જુએ પ્રેમી હીરા હેમ,
બાંધ્યાં રૂંધ્યા નવ રહે પાણી પવન ને પ્રેમ.



દાવાનળ અગ્નિના ધગધગતા અંગારામાં તપાવતાં સોનું વધારે કસવાળું થઈ કુંદન બને છે, દુઃખના દરિયામાં ડુબી જતાં મન વધારે સહનશિલ થઇ નિર્મળ બને છે, તેમ કંગાલ સ્થીતિમાં અને વિરહમાં પ્રેમ અચળ થઇ પવિત્ર થાય છે.



પ્રીતિ સુધારસ અજબ રસ કોઈ વિરલા પી જાણશે,
અંતર ઘટની વાસના કોઈ અનુભવી પરમાણશે;
ભાવનાના ભેદ તો ભગવાન જેવા ભાળશે,
ગાતાં અને ખાતાં પીતાં તાપો ત્રિવિધી ટાળશે.

ટાલ્લાભાઈ ઝવેરી.





નદીના પ્રવાહને ગમે ત્યાં વાંકો ચુંકો ન્હેરો કરી ખેંચી જાઓ પણ અંતે સરિતા સાગરને મળે છે; કમળને ગમે તે જળાશયમાં હજારો ગાઉને અંતરે રોપો પણ મધુકર તેને શોધી કાઢી પંકજ પરાગ પ્રાપ્ત કરે છે; સૂરજ જેમ

જેમ સ્થાન બદલતો જાય છે તેમ તેમ સૂરજમુખી પોતાનું મુખ ફેરવી સૂર્ય ભણીજ જોયા કરે છે; ઉનાળાના અંગાર જેવા તાપમાં જ્યારે તમામ વનસ્પતિ કરમાઈ જાય છે, ત્યારે જવાસાઓ લીલા કલ્હાર ગ્રીષ્મ દર્શનથી થઇ રહે છે; વેળુમાં દટાએલાં મરણ પામેલાં દેડકાંનાં ખોળીઆંઓ જ્યારે મેઘવૃષ્ટિ થાય છે ત્યારે ધારા સ્પર્શથી સજીવન થઈ કુદંકુદા કરી રહે છે; જ્યારે સ્વાતિબિંદુની વૃષ્ટિ થાય છે ત્યારે છીપલીઓ મોતી ઉત્પન્ન કરે છે; ગમે ત્યાં પડી રહેલ લોહ ચકમકના ચમકારથી આકર્ષાઈ ચકમકને ચોંટી જાયછે તેમ અથાગ અંતરે વસી રહેલાં પ્રેમીઓનાં હૃદયો હૃદયને જોઇને હૃદય–મેળાપ કરે છે; કેમકેઃ–

છાનો ના છુપ્યો રહે નેના કેરો નેહ,
ગરજી ઉઠે ઘડી ઘડી જ્યમ વાદળમાં મેહ કમળાલક્ષ્મા

વિજયાદશમીની વિજય વરતાવતી રજની ચમક ચમક ચમકી રહી છે. વિલાસી પ્રેમીજનો વિજય રજનીમાં પ્રેમવિલાસ માણી રહ્યાં છે. પિયર છાંડી છાંડી પ્રેમઘેલી પ્રમદાઓ આસોની અલબેલી અજવાળી રાતલડીમાં સાસરે આવી નાથને નચાવી નાચી રહી છે. આગલાં પાછલાં મ્હેણાં ટુણાં અને રીસામણાં મનામણાં ભાગી ભાગી રસિકજનો પોતાની રસિકાઓને ઘેર બોલાવી દશેરાનો બ્હાર ઉડાવી રહ્યા છે. વિજય દશમીના વિજય વર્તાવનાર રસિક ચંદ્રરાજની ચંદ્રપ્રભામાં રસઘેલી રસિકાઓ લલિત કુસુમમાળાઓ પોતાના રસિક રસરાજને પહેરાવી રહી છે. માનગર્વિતા મુગ્ધાઓ મુગ્ધપણુ મૂકી દઈ મોહન સાથે મોહમાં થનક થનક પગભર થઈ નાચી રહી

છે. નવીન જુવાનીમાં આવતી નવીન બાળાઓ પોતાના નાથના દર્શનની ઉર્મિમાં–ઉમંગમાં આવી ખીલતા જોબનના જોરમાં જળહળી રહેલી છે. મનમોહક સુંદરીઓ સુંદરતાની ઉજાશમાં પોતાના સુંદર વર સાથે મીઠી મીઠી વાતો કરી મોગરાની કળીઓ માફક મગમગાટ મારી રહી છે. વાલમના વિરહથી બળતી વિરહીણી વનિતાઓ પોતાના વાલમ પરદેશમાં હોવાથી વદનકમળ બગાડી બગાડી ચંદ્રરાજ પ્રત્યે અણગમો બતાવી વાલમને ઠપકો આપી રહી છે.”

* * * *

આસોના દિવસ તો અતિ રળિયામણા,
ખાવું પીવું કરવા નવલા ખેલ જો;
ભેગાં બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં બીડીને રાખું છેલ સૌ;
એ મહિને નવ જઇએ પિયુ પરદેશમાં,
વાત વિચારી જુઓ નણંદના વીરજી. લોકકાવ્ય.

આ વખતે રાયજીની હવેલીમાં પણ કાંઇ નવીન બહાર ઉડી રહ્યો છે. આખા ઘરમાં ભપકાબંધ રોશની ઝળહળી રહી છે. બાગ બગીચા, ઝરૂખાં માળીઆં, અટારીઓ અને અવાસના વાસીઓનાં હૃદયમાં કાંઇક નવીન અને અપૂર્વ ઉજાશ આવી રહ્યો છે. આજરોજ ભાનુશંકરભાઇ પોતાના સાસરે જમવા આવનાર છે. આજે કાન્તાનું આણું વાળવાનું છે; અને કાન્તાને આજે સંસારનું પહેલું વ્હાણું છે. જમાઇની સરભરા સારૂ વિવિધ પ્રકારની ગોઠવણો થઇ રહી છે. સાળીઓ ભાનુશંકર

આવવાના છે એ સાંભળી ઉમંગના ઉમળકામાં સારી રીતે આવી ગઇ છે. મણીલક્ષ્મી જમાઇની આતુરતાથી રાહ જોઇ રહી છે. કેસર પણ કાંઈ નવાજ ઉમંગમાં આવી ઠસ્સાબંધ આમ તેમ ફરતી ધાલમેલ કરી રહી છે. આજે કુંદનનું હૃદય અને વદન-કમળ કાંઇક નવાજ આનંદમાં ઝળાંઝળાં થઇ રહ્યું છે. કપિલા કુસુમ અને કાન્તા પણ મોહક કિંમતી વસ્ત્રાભૂષણો પહેરી ઝમક ઝુમક નાચી રહી છે. રાયજી પણ દમામમાં આમ તેમ આંટા મારી રહ્યા છે.

આજે કુંદનનો ઠાઠમાઠ કાંઈ અલૌકિક પ્રકારનો છે, તેના ગુલાબી વદનકમળ પર ઉમળકાના નવીન શેરડા માલમ પડી આવે છે. તેનાં લલિત લોચનોમાં પ્રેમ આજે અદ્‌ભુત રીતે ઉછાળા મારી રહ્યો છે. તેના મુખમાં આજે વારંવાર મંદહાસ્ય થઇ રહ્યું છે, પળે પળે તેના ગુલાબી ગાલોમાં ખાડા પડી રહ્યા છે, તેનું સર્વાંગ અતિ મોહક થઇ થનથન પ્રેમમાં નાચી રહ્યું છે. આજે વારંવાર તે દીવાનખાનામાંથી બહાર આવે છે અને અંદર જાય છે. તેના ઓરડાનો બહાર અને શૃંગાર આજે અલૌકિક રીતે શૃંગારાઇ રહેલો છે; તેની જોડે તેનો અંતરનો ઓરડો પણ સારી રીતે મોહક બની દીપી રહ્યો છે. ભારેમાં ભારે કિંમતીમાં કિંમતી અને મોહક સુંદર શૃંગાર આજે કુંદને સજેલો છે. આજની રાત કુંદનને ઘણીજ રઢિયાળી રૂપાળી અને અલબેલી લાગે છે.

કાન્તા પણ આજે ઉન્મત્ત બની વરઘેલી થઈ બગી-ચાના ચોગાનમાં બેસી શરદ પુનમની રાત લલકારી રહી છે.

* * * *

" આસો માસે શરદ પુનમની રાત જો,
ચાંદલીઓ ઉગ્યો રે સખી મારા ચોકમાં.

સસરો મારો દેરાસરનો દેવ જો,
સાસુડી દેરાસર કેરી પુતળી;
જેઠ મારો અષાડીલો મેહુ જો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી;
દીયર મારો ચંપા કેરો છોડ જો,
દેરાણી છે ચંપા કેરી પાંખડી.

નણદલ મારી મોગરાની વેલ જો,
નણદોઈ તે છે વાડીમાંનો વાંદરો;
પરણ્યો મારો દીસે ચતુરસુજાણ જો,
તાણીને બાંધે છે નવરંગ પાઘડી;
ઘડી ઘડી જોઉં વ્હાલા કેરૂં મુખ જો,
વ્હાલા વીણ મારે ના ચાલે પા ઘડી. " લોકકાવ્ય.

આવા મધુરા મધુરા લલકારમાં ભાનુશંકર અને હીરાલાલ બંને જણાને લઇ સીગરામ બગીચાના કમ્પાઉન્ડમાં દાખલ થયું. દાખલ થતાંની સાથે કાન્તા શરમાઇ લાજ કાઢી હવેલીમાં નાસી ગઈ. હીરાલાલ અને ભાનુશંકરને જોઇને કુંદનના હરખનો પાર ન રહ્યો; તેણે હરખાતી હરખાતી મણીલક્ષ્મી પાસે દોડી જઈ ભાનુશંકર આવ્યાની વધામણી ખાધી. જમાઈની વધાઇથી મણીલક્ષ્મીનું હૃદય ફૂલી ગયું. કુંદનનાં લોચનો નાચી રહ્યાં. શરીર પુલકાયમાન થઈ ગયું. મોંઢું મંદ હાસ્યથી મલકાઈ ગયું.

હીરાલાલ અને ભાનુશંકર સીગરામમાંથી ઉતરી હવેલીનાં પગથીઆં પર ચઢ્યા, સાસુ સસરા અને સાળીઓએ આવકાર આપ્યો. લોચન લોચનને મળ્યાં હૃદયે હૃદયને ધકેલી દીધાં. કુંદનના ચિત્તમાં અજબ ચમકાર થયો.

હીરાલાલ પ્રસંગોપાત પોતાના પિતા સાથે અને જયન્તીલાલ સાથે હવેલીમાં આવતો હતો; ભાનુશંકર, હીરાલાલ, જયન્તીલાલ અને મધુકર એ સર્વે જણા મેટ્રીકમાં સાથે ગવર્નમેંટ હાઇસ્કુલમાં અભ્યાસ કરતા હતા. ચારે જણાને બોલવા ચાલવાનો કલાસ ફ્રેન્ડ તરીકે પરિચય હતો; પણ ભાનુશંકર, હીરાલાલ અને જયન્તીલાલ એ ત્રણેના જીવ મળી ગયા હતા. બીજીવારનાં લગ્ન નહિ કરવાને હીરાલાલે ભાનુશંકરને ઘણોજ સમજાવ્યો હતો પણ પિતાના પરિબળને લીધે ભાનુશંકર પિતાની ઇચ્છાને વશ થઇ પરણ્યો હતો. ભાનુશંકરને પરણાવવા તેના બીજા તમામ મિત્રો તૈયાર થયા હતા; નહિ પરણાવવામાં ફક્ત હીરાલાલજ હતો; અને કાંક જયન્તીલાલ હતો. તેને પરણાવવા આવવાની હીરાલાલે ચોખ્ખી ના પાડી હતી; પણ ભાનુશંકર જાતે હીરાલાલને તેડવા ખાસ ગયો હતો; અને ઘણોજ આગ્રહ કરીને તેને લગ્નમાં ખેંચી લાવ્યો હતો. હીરાલાલના હૃદયવેધક ઉદ્ગાર ચૉરીના પ્રસંગમાં વાંચકોએ વાંચ્યા હશે અને તેથી હીરાલાલના વિચારની વાંચકોને કાંક ઓળખાણ થઇ હશે. હીરાલાલના ઘરમાં પણ કુંદન અને હીરાલાલના લગ્નની વાત થતી હતી; પણ હીરાલાલના પિતા ડોસાને મનર્માનતા પૈસા પરખાવે તેવા નહોતા તેથી વાત લંબાણે પડી હતી; ડોસા

પૈસા પરખાવે તેવા મુરતીઆની શોધમાં હતા અને ડોસી તથા કુંદનના મામા હીરાલાલને કંકુની કન્યા આપવાના મહાભારત પ્રયાસમાં હતાં; પણ ડોસાના દુરાગ્રહ વચ્ચે તેમનું કાંઇ ચાલતું નહોતું; તોપણ તેઓ વખતો વખત જ્યારે ડોસા કુંદનનાં હીરાલાલ સિવાય બીજા મુરતીઆ સાથે લગ્ન કરવાની વાત કાઢતા હતા ત્યારે તેમને ધમકાવી ઘરમાં ક્લેશ કરી કકળાટ કરી ડોસાના વિચારને દાબી દેતાં હતાં. હરામખોર પાજી કસાઇ ડોસા કોઇથી દબાય તેવા નહોતા તોપણ વખતે પ્રસંગ વિચારી વાત બાજુપર મૂકી ઉપરથી હાજી હા ભણી હૃદયમાં સ્વાર્થ અને કપટની અદ્ભુત બાજી ખેલતા હતા. કોઈ સારો અચ્છી રીતે કન્યાધન પરખાવે તેવો મુરતીઓ મળે તો બધાની આંખમાં ધુળ નાંખી સર્વેને લાત મારી કુંદનને પરણાવી દઉં એવી છુપી યુક્તિમાં ડોસા છાનામાના રમતા હતા. કેસર, કપિલા, ડોસાના ત્રણ દીકરા, ત્રણ વહુઓ અને ડોસા તમામ સુધારાના રંગમાં ભળી ગયાં હતાં; તેઓના ઉદ્ધત વિચાર, આચાર અને વર્તનથી હીરાલાલ ઘણો નાખુશ હતો, તેથી વખતો વખત કુંદનના લગ્નના વિચારમાં પાછો પડતો; તોપણ ડોસાના ઘરમાં **કુંદન** અને **કુસુમ** એ બે રત્ન કન્યાઓ છે; આખી ન્યાતમાં તેમનાં ઘણાં વખાણ થતાં હતાં તેથી ઘણોખરો કુંદન સાથે લગ્ન થાય તો ઠીક એમ માની લલચાતો હતો; પણ કુધારા અને કુસંગતની રંગત વખતે કુંદનને લાગશે એમ ધારી કાંક કાંક કચવાતો પણ હતો; કાન્તાના લગ્ન પ્રસંગમાં કુંદન સાથે તારામૈત્રી થવાથી અને કાંક હૃદયવાત થવાથી, તથા કુંદનના

અંતરના મનોભાવ તેના સમજવામાં સારી રીતે આવવાથી તે હવે હરખાતો હતો. કુંદન સાથે વાતચીત કરવાનો અને લગ્નથી જોડાવાનો પ્રસંગ મળે તો ઠીક એમ ધારી કુંદનનો પરિચય પણ છુપો છુપો મનમાં ને મનમાં શોધ્યા કરતો હતો. આ પ્રસંગમાં ભાનુશંકરભાઇ હીરાલાલને મળ્યા અને પોતાની સાથે પોતાના સાસરે જમવા આવવાનો અત્યાગ્રહ કર્યો અને હીરાલાલ પિતાની આજ્ઞા લઈ હૃદયમાં હરખાતો હરખાતો ભાનુશંકર જોડે જમવા આવ્યો !

આ પ્રસંગે મનના મણિ, અંતરના આધાર, શરીરના શૃંગાર અને મનથી માનેલા તથા ભવિષ્યમાં થનારા ભરથાર હીરાલાલને ભાનુશંકર સાથે જમવા આવેલો જોઇ કુંદનના આનંદનો પાર રહ્યો નહોતો. આ વખતે કુંદન હરખાતી શરમાતી અને પ્રેમમાં રંગાતી રંગાતી પોતાના દીવાનખાનામાં બેસી રાધાની મોહક છબીનું અવલોકન કરતી હતી. ચંદ્રની આસપાસ ચમક ચમક કરતી તારીકાઓ વિંટાઇ વળે, તેમ ભાનુશંકરની આસપાસ મોહક મુગ્ધાઓ વિંટાઇ વળી હતી. કેસર, કપિલા, ગિરજાલક્ષ્મી વગેરે સર્વે જણાં ભાનુશંકરની મીઠી મીઠી મશ્કરીઓ કરતાં હતાં. હીરાલાલ એક કૉચ પર પડી 'ગુજરાતી' પત્રનાં પાનાં ઉથલાવતો હતો અને કાન્તા કમાડ ઓથે ભરાઇ વર સામુ તાકી તાકી જોયા કરતી હતી; મણીલક્ષ્મી કાન્તાને આણું વળાવવાની તૈયારી કરતાં હતાં અને ભોજનની તાલમેલ ઉપર નજર રાખતાં હતાં. થોડીક વારમાં ભોજનની તૈયારી થઈ અને કપડાં લત્તાં ઉતારી હીરાલાલ અને ભાનુશંકર

ભોજનશાળામાં ગયા અને સાસરાની તીખી મીઠી મશ્કરીઓ વચ્ચે જમવા બેઠા.

કુંદન એકલી પોતાના દીવાનખાનામાં બેશી વિધાતા જોડે લડવા લાગી. "વિધાતા, વિધાતા, વેરણ વિધાતા! મારે માટે તું દયાહીન થઈ મને રખડતી રાખે છે." મારા મનના હીરાને વારંવાર મારી પાસે લાવી પાછી તું સંતાડી દે છે. આશાનો પ્યાલો બતાવી નિરાશામાં મને તલસાવ્યાજ કરે છે. ગરીબડી બાળાને સંસાર સાગરમાં આશાના નાવમાં લાલચ આપી બેસારે છે; પણ પળવારમાં વ્હાણમાંથી અધવચ ઉતારી સંકટ અને નિરાશાના બેટમાં મૂકી દે છે. પિતાજી! પિતાજી! જો તમે મારો સંબંધ હીરાલાલ સાથે નહિ કરો તો હું આ ભવમાં બીજાની કદાપિકાળે થનાર નથી.

દુનિયા! દુનિયા! આ પાપણીના કમનસીબે પિતાજી લાલચને વશ થશે તો મારી શી ગતિ થશે. દુનિયા! પછી તને શી રીતે જીતાશે? જીતાય ના જીતાય પણ પછીથી દુનિયા હું તારી દરકાર કરીશ નહિ. કુંદન કાયામાં હું મારા હીરાને મઢી લઈશ! મારા હીરા હરિની હું મન કર્મ અને વચનથી ભક્તિ કરીશ. લલિતાએ જેમ શ્રીકૃષ્ણની પ્રેમલક્ષણા ભક્તિમાં પ્રાણ અર્પણ કરી દીધા હતા, તેમ હું પણ મારો પ્રાણ આપી મારા હીરાની પ્રેમ-પ્રભામાં સમાઇ જઈશ! દુનિયામાં જે કાંઇ સારૂ અને પવિત્ર કહેવાય છે તે તમામ હીરામાં વશી રહ્યું છે. હા.... હવે મારાથી હીરા વિના ઘડીભર પણ રહેવાતું નથી, મારા નયનનું નીર, મારા હૈયાનું હીર, મારી નાડીનું રૂધિર અને મારૂં

સાચું શરીર મારો હીરો છે. હા....હવે હું હીરાનીજ રાગી છું. હીરા વિના નિરંતર વિરાગી છું, કેમકે:–

" હું શબ્દ અર્થ હરી એ અળગો થશે ક્યાં ?
હીરો પ્રભાથી વઢીને છટકી જશે ક્યાં ?

આ વખતે હીરાલાલ પણ જમીને મુખવાસ કરી ફક્ત મલમલનું ઝીણું પહેરણુ પહેરી કુદરતી રીતે ફરતો ફરતો કુંદનના દિવાનખાના આગળ આવી પહોંચ્યો. ભાનુશંકર સાસુ સાથે વાતચીતમાં ગુંથાયો. હીરાલાલ કુંદનને કાંક પ્રેમોદ્‌ગાર કાઢતી સાંભળીને છાનોમાનો લપાઇને બારણા આગળ ઉભો રહ્યો અને હૃદયની સારી રીતે તપાસ કરી લીધી! કુંદનના પ્રેમોદ્‌ગારથી તેનું પવિત્ર હૃદય પલળી ગયું અને તેના મુખમાંથી પ્રેમોદ્‌ગાર નીકળી પડ્યા.

" અરે આ સુકુમાર બાળા મારા ગુણનું ગાન કરી રહી છે. મારા પ્રેમમાં પલળી રહી છે. મારા હૃદયની અધિકારી થવા પ્રભુ પ્રાર્થના કરી રહી છે. વિધિ! વિધિ! હવે અમને તલસાવ નહિ! કુંદન! કુંદન! હવે હું તારો ઉપાસી છું; તારા પ્રેમનો પ્યાસી છું! મારી ચૈતન્ય ચંદ્રિકા તારા વિના હવે હું ક્ષણવાર પણ રહી શકીશ નહિ. કુંદન તને નિહાળતાંજ મારાં ચક્ષુઓ કાંઇ ઓરજ રંગમાં રંગાઈ જાય છે; મારૂ હૃદય અદ્‌ભુત પ્રકારનો રસાનંદ અનુભવે છે, કેમકે:–

" નયન છતાં નિરખાય નહિ, વદન છતાં તે વદાય નહિ;
જીગર છતાં જીરવાય નહિ, અનુભવ વિણ પરખાય નહિ. "

કુંદનના મનમાં કાંક વિચાર આવ્યો ને મન સાથે તરત

બોલી ઉઠી:-" અરે ચતુર ચંદ્રરાજ ચકોરીને દર્શન દઈ તરતજ ચાલી જશે. રસિક રવિરાજ પંકજને ખરેખરૂં પ્રફુલ્લિત કરી તરતજ રસ્તે પડી જશે, તેમ મારો હીરો પણ મને પ્રેમમાં પલાળી નયનથી નચાવીને તરતજ જતો રહેશે માટે ચાલ હુ મારાં લોચન અને મનને દર્શનથી પવિત્ર કરૂં. તૃપ્ત કરૂં! મારાં રોયાં મન અને લોચન બંને જણાં મારા હૃદયમાં જાદુઈ ઝઘડો મચાવી રહ્યાં છે અને મને પરવશ બનાવી દીધી છે. લાવ તેમનો ઝઘડો શ્રવણ કરૂં:-

* * * *

" લોચન મનનો રાજ ઝઘડો લોચન મનનો,
રસિયા જનનો રાજ ઝઘડો લોચન મનનો;
પ્રિત પ્રથમ કોણે કરી નંદકુંવરની સાથ,
મન કહે લોચન તેં કરી, લોચન કહે તુજ હાથ:-૦

મારાં લોચન અને મન હીરાને વાસ્તે મેણાંટુંણાં ચલાવી રહ્યાં છે, મારૂં રસિક હૃદય હીરાને વાસ્તે થનથનાટ નાચી રહ્યું છે.

નટવર નિરખ્યા નેન તેં સુખ આવ્યું તુજ ભાગ્ય,
પછે બંધાવ્યું તેં મને લગન લગાડી આગ.

અરેરે! આ તાલાવેલીમાં હું તો પરવશ થઈ ગઈ! મારૂં ભાન, જ્ઞાન અને સાન સર્વ જતું રહ્યું.

સુણ ચક્ષુ હું પાંગળું તું મારૂં વાહન,
નિગમ અગમ કહ્યું સાંભળ્યું દીઠા વિના ગયું મન.

ચક્ષુ પાંગળાં છે અને મન પવન વેગી છે, ચક્ષુને રઝળતાં કરી મન એકલપેટુ થઈ આગળ દોડી ગયું.

ભલો કરાવ્યો મેં તને, સુંદર વર સંજોગ;
તજી મને તું નિત્ય મળે, હું રહું દુઃખ વિજોગ.

જ્યારે મેં તને સંજોગ કરાવ્યો, ત્યારે તું મનેજ મૂકીને ચાલવા લાગ્યું; ભુંડા જરા તો દયા રાખ.

વનમાં વાલાજી કને હું વસુ છું નેણુ,
પણ તુજને વણુ મેળવે, હું ના ભોગવું ચેન.

માટે મનડા તું એકલપેટાપણું મૂકી દઇને મને સાથે લે.

ચેન નથી મન કેમ તને ભેટે શ્યામ શરીર,
દુઃખ મારે જાણે જગત, રાત દિવસ વહે નીર.

દયારામ કવિ.

અરેરે! મારૂં તો સર્વસ્વ વાયરે જાય છે, ધાર્યું ધુળ મળે છે; હું સદાને વાસ્તે દુઃખી રહું છું.

" આશા સકળ મન માંહી રહી જો,
મનનું ધાર્યું થાયે નહિ જો;
પંખીણી પડી પાંજરે લાચાર,
કરૂણા કરજોરે કરતાર. " ઝવેરી.

'પંખીણી પડી પાંજરે લાચાર, કરૂણા કરજોરે કરતાર' એ વચન શ્રવણ કરી હીરાલાલની આંખમાંથી અશ્રુ-બિંદુ નીકળી પડ્યાં, નિશ્વાસ મૂકયો અને કહ્યું:-" કુંદન! વ્હાલી કુંદન! આખરે હું તારોજ થઇશ. " આ પ્રમાણે મન સાથે બોલ્યો કે તરતજ કુંદન દીવાનખાનામાંથી એકદમ હીરાલાલને નિહાળવા બ્હાર આવી; બારણે હીરાલાલને ઉભો રહેલો જોઈ

ચમકી, અચંબામાં પડી અને પ્રેમમાં આવી છલકાઇ ગઈ. છલકાતી છલકાતી પણ છેતરાઇ ગઇ. છેતરાતાં છેતરાતાં પણ છબીલીએ છળ કરી હીરાલાલને તીણો માર્યો.

"ચોરી કરતાં તો સારી રીતે શીખ્યા છો !"

"ઓહો ચોરી ?"

"હા ચોરી."

"મેં શું ચોર્યું ?"

"મારૂં મન !"

"ઠીક."

"હા, હા ઠીક, તમે પણ કૃષ્ણની પેઠે રાધાનું હૃદય તપાસતાં શીખ્યા ખરા ?"

"અરે કૃષ્ણ ક્યાં ને રાધા ક્યાં ? અહિં તો ક્યાંઇએ નથી."

"આવો, આવો પધારો અંદર આવો !"

"હીરાલાલ કાંક શરમાતો મંદમંદ હાસ્ય કરતો દીવાનખાનામાં ગયો, એક સોફા પર બેઠો અને કુંદન ટેબલને હાથ અડાડી ઉભી રહી. આ સ્થિતિમાં બંને જણાં પાંચેક મિનિટ સુધી વિચારમાં શરમમાં અને અચંબામાં ગરકાવ થઈ ગયાં આખરે કુંદન હિમ્મત ધરી બોલી."

"છાનામાના છેતરપિંડી કરી નટવરની માફક લપાઇને મારૂં બધું સાંભળી લીધું ને ?"

"મને કાંઈ ખબર નથી, હું તો સ્હેજ ઉભો ઉભો કુદરત જોતો હતો."

"અરે વાહરે તમારી કુદરત."

"ખરેખર હું કુદરતી ચંદ્રિકા જોતો હતો."

"વાહરે મારા ચતુર, ચંદ્રિકામાં શું જોયું ?"

"ચંદ્રરાજ સમક્ષ ચંદ્રિકા રૂમઝુમ નાચી રહી હતી, ચંદ્રોદયમાં આતુર અને ચાતુર ચકોરી સુધાકરને નિહાળી થનક થનક પ્રેમમાં ડોલી રહી હતી.

"પછી શું જોયું ?"

"આખું જગત ચંદ્રોદયમાં ચકડોળે ચઢયું હતું, ફક્ત બેજ વિરહથી ઝુરતાં હતાં."

"કોણ ?"

"કોઈ નહિ."

"કેમ કોઇ નહિ ?"

"ના ના, હું તો બોલતાંશું બોલી ગયો, પણ કોઇ નહિ."

"એમ કે ?"

"હા, હા."

"હોવે હું કાંઇ નહિ સમજતી હઉં કેમ ?"

"તમે કાંઇ અંદેશો આણશો નહિ."

"એતો પકડાઇ ગયા હવે સાચું બોલો, કોણ ઝુરતાં હતાં ?"

"અરે હું તો લવી ગયો મને શું કામ બાંધી લ્યો છો ?"

"અરે તમે મને રૂંધી નાંખી, વિંધી નાંખી અને કહો છો કે બાંધી લ્યો છો ?"

"મને શું કામ બનાવો છો ?"

"મને પૂરેપૂરી બનાવી, આશામાં નચાવી, નિરાશામાં લુંટાવી અને અધવચે અટકાવી !"

"અરે તમે તો મારી પત્તર ફાડવા માંડી, મને તાવવા માંડયો.

"કહો કહો કોણ ઝુરે છે ?"

"અરે કમળ અને ભ્રમર !"

"અરે વાહરે તમારી ચતુરાઈ ! હું તો કાંઈ સમજતી નહિ હોઉં કેમ ? કહો કહો સાચું કહી દો."

"અરે ચક્રવાક અને ચક્રવાકી !"

"તદ્દન ખોટું."

"કેમ ભુલી ગયા ?"

**" आतपे धृतिमता सहवध्वा, यामिनीविरहिणा विहगेन ।
सेहिरे न किरणा हिमरश्मे र्दुःखितेमनसि सर्वमसह्यम् ॥**

**नैषधकाव्य.**

"આ તો વિરહી નળરાજાના ઉદ્ગાર !"

"સાંભળો:–

**વસંતવૃત.**

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,
તે સંગ રંગ રમતાં રવિ તાપ સાંખે;
રાતે વિજોગ થકી ચંદ્ર પ્રકાશ ખૂચે,
જો દુઃખ હોય દિલમાં કશુંએ ન રૂચે. પ્રેમાનંદ.

"આ તો મને સમજાવવા માંડી તદ્દન ખોટું !"

"ત્યારે સૂરજમુખી અને સૂર્ય !"

"બધું જાુઠું."

"ત્યારે તમે કહો."

"રાધા અને કૃષ્ણ."

"હેં આ શું ?"

"રાધા અને માધવ."

"રાધા ક્યાં ને માધવ ક્યાં ?"

"વૃંદાવનની કુંજમાં રાધા કૃષ્ણને શોધે છે અને કૃષ્ણ રાધાને ખોળે છે."

"અરે એ તો શોધાઈ ગયાં."

"ના હમણાં શોધે છે."

"આ શું કહો છો ?"

"સત્ય કહું છું."

"મને બતાવો રાધા માધવ અને બતાવો વૃન્દાવનની કુંજ."

"તમે જાુઓ તમારી પાસે છે."

"અરે આટલામાં તો કાંઇ નથી."

"તમારે જોવાની દરકાર હોય ત્યારે જાુઓને !"

"હું દરકારવાળો છું, ક્યાં છે મને બતાવો."

"અરે તમારી સમક્ષ છે."

"મારી સમક્ષ તો તમે છો અને હું છું."

"અરે તમારી સમક્ષ છે, જરા પ્રેમચક્ષુથી જાુઓ."

"લ્યો પ્રેમચક્ષુથી જોઉં પછી" ઉઠી આમતેમ ફરી જુએ છે ને પછી પાછો સ્થિર ઉભો રહે છે.

"વાહરે તમારી ચતુરાઈ ? વાહરે તમારી નિપુણતા !"

"અરે આમાં ચતુરાઇ શી છે? નિપુણતા ક્યાં છે?"

"ઠગારા ઠગતાં તો સારી રીતે આવડે છે."

"અરે ચતુરાઇ તો ચતુરા પાસે હોય. નિપુણતા નારી પાસે હોય, કેમકે નિપુણતા અને ચતુરાઈની ખાણ ચતુરા છે!"

"હા તે ખરૂં પણ તમે ખાણમાંથી નિપુણતાના અને ચતુરાઈના કાઢનાર છો માટે તમારી પાસે છે."

"મારી પાસે કાંઈ નથી."

"કાંઇ નથી શું? હૃદયમાં રાખીનેજ ફરો છો."

"અરે મને તો કાંઈ જણાતું નથી."

"જરા નજર કરો."

"લ્યો નજર કરૂં છું."

"કેમ કાંઈ દેખાય છે?"

"ના, ના."

"હજુ!"

"ફક્ત તમને જોઉં છું."

"જુઓ જુઓ આ રહ્યાં રાધા માધવ."

"ક્યાં છે?"

"આ રહ્યાં!"

"હેં ક્યાં? વાહ વાહ તમે પણ સારી મશ્કરી કરો છો?"

"અરે આ રહ્યાં!"

"ક્યાં છે."

"બળ્યું આમ તે શું કરતા હશો? જુઓને આ રહ્યાં."

"ક્યાં છે? અહીંઆં ફક્ત કુંદન અને હીરાલાલ છે."

" અરે આ રહ્યાં ? "
" ક્યાં ? "
" જરા ઉંચું જુઓ. "
" ઉંચે તો ચંદ્ર અને તારિકાઓ છે ? "
" અરે હું તો તમારાથી હારી ! "
" મને હરાવ્યો, ઉંચે તો ચંદ્ર અને ચંદ્રિકા છે. "
" આ ભીંતે જડયાં. "
" હા... કુંદને મઢયા. "
" ના હીરે જડયા. "
" બસ તમારે તો આડુંજ બોલવું. "
" ઠીક કહો શું જોયું ? "
" રાધા કૃષ્ણ ઝુરતાં જોયાં. "
" જોયાં ? "
" હા જોયાં. "
" વારૂ ત્યારે આમાં વાંક કોનો ? "
" તમે કહો તેનો ! "
" તેનો ન્યાય તમે કરો. "
" ન્યાય તમે સારી રીતે જાણો છો. "
" શું કામ બનાવો છો ? સત્ય કહોને ! કોનો વાંક ? "
" વિધાતાનો ! "
" પાછા ફર્યા ! "
" ત્યારે તમે કરો ! "
" તમે કરો તમે. "

"અમારો ન્યાય સાચો નહિ લાગે!"
"લાગશે, બોલો કોનો વાંક!"
"રાધાનો."
"કેવળ અસત્ય! પક્ષ પકડયો! પુરૂષ પુરૂષનાજ હોય."
"ત્યારે કહી દોને, નારી નારી જાતનાં!"
"હા....નારી નારીની!"
"ત્યારે પુરૂષ પુરૂષના!"
"એમજ કુંદન રાધાની!"
"ત્યારે હીરાલાલ નટવરના!"
"તમે કહો તેમ."
"વારૂ તમે રાધાનો વાંક શી રીતે કહાડયો?"

"કારણ કે રાધાએ ભોળા બાલગોપાલ નટવરને જમનાં કીનારે આવી મોહપાશમાં બાંધી, વૃન્દાવનમાં લલચાવીને લઇ ગઇ, અને ત્યાં સારી રીતે માર્યો!"

"અરે તમે આ શું બોલો છો?"
"રાધાએ નટવરને વૃન્દાવનમાં માર્યો!"
"શેનાથી માર્યો?"
"નયનના બાણથી માર્યો કે હૃદયના ખંજરથી માર્યો!"
"વાહરે વાહ! ધુતારા ગમે તેટલા પણ તમે નટવરના!"
"ત્યારે તમે રાધાનાં!"
"પણ શું?"
"નટવરને મારી રસમાં રમાડી, વિરહથી બાંધી વ્રજની

કુંજમાં રખડતો મુકી એકલપેટી રસિકડી રાધા રીસાઇને ચાલી ગઈ! સંતાઇ ગઇ!"

"બાળા ભોળા ડાહ્યાડમરા નટવર વ્રજની કુંજમાં બહુ દુઃખ પામ્યા હો!"

"હાજ તો!"

"કૃષ્ણજી બહુ ભલા!"

"ભલા વગર રાધાને વળગતા ગયા!"

"ના, ના વળગવા જાય ને અળગા રહે!"

"એ તો બીલકુલ અળગા નહોતા!"

"ત્યારે તમે તેમના થઈ અળગા ને અળગા કેમ રહો છો?"

"હું ક્યાં અળગો છું?"

"અરે અળગાં તો કર્યાં અને અળગા રહ્યા!"

"હું અળગો નથી."

"નથી?"

"હા....નથી."

"ત્યારે તો તમે મારા!" કહીને ઉમંગમાં આવી કુંદન હીરાલાલની કોટે બાઝી પડવા ગઇ! હીરાલાલ યુક્તિથી સટકી ગયો. કુંદન ઝંખવાણી પડી શરમાઇ ગઇ. હીરાલાલે પ્રસંગ વિચારી કહ્યું, "અરે સબુર, સબુર, બસ કરો, ઉતાવળાં ન થાઓ, (જુઓ ચિત્ર ચોથું) વાર છે, સહસા ન કરો" કહીને કુંદનના બે હાથ હીરાલાલે એક હાથથી અદ્ધર ટેકવી રાખ્યા. કુંદનના મોંપર રતાશ આવી ગઇ, થરથર કંપવા લાગી, નિસાસા નાખવા લાગી, અને હમણાંજ મૂર્છાવશ થઇ જશે એમ અચેત

થવા લાગી, એટલે હીરાલાલે કુંદનને ધીમેથી દોરી કૉચ પર બેસાડી, બેસાડતાંની સાથે કુંદનના ચિત્તમાં સ્પર્શ ચૈતન્યનો અજબ ચમકાર થયો ને કહેવા લાગી.

"આખરે જુદાઇ ? અંતે અળગા રહ્યા."

"ના અળગો નથી."

"નથી ત્યારે મને કેમ રોકો છો ?"

"રોકતો નથી."

"ત્યારે હૃદયમાં સમાસ કરો."

"સમાસ સમાસ, સમાસ થશેજ ! ધીરજ રાખો."

"મને એકવાર તમારી કહો !"

"કહેલાંજ છે !"

"ના, કહો !"

"માની લ્યો ! કહે શું વિશેષ છે ?"

"ના કહો !"

"એમ !"

"હા."

"મારા ?"

"શું ?"

"તમે મારા !"

"જુદાઇ ?"

"કુંદન, વ્હાલી કુંદન હવે તું મારી ! હવે હીરો કુંદન-માંજ જડાશે ! !" આ વચન શ્રવણ કરી કુંદન હરખાણી અને હીરાલાલને ભેટવા ગઇ પણ હીરાલાલે કુંદનનો કોમળ હાથ

પોતાના હાથમાં પકડી લીધો ! બંને જણાં પવિત્ર પ્રેમમાં તન્મય થઇ ગયાં ! રસ રેલાઈ ગયો ! પ્રેમ ઉભરાઇ ગયો ! લોચન અને હૃદય અન્યોઅન્ય નિરખવા લાગ્યાં ! ભાવ ભાવમાં ભળી ગયો ! પ્રેમ-પવનથી પડતી કુંદન કદળીને હીરાલાલે ટેકવી રાખી, એવામાં ભાનુશંકરભાઇનો સાદ આવ્યો. ”

“ હીરાલાલ ચાલો તૈયાર થાઓ ! ”

“ આવ્યો ! ” કહેતાની સાથેજ કુંદન ચમકી અને તરતજ હવેલીના બીજા હૉલમાં જતી રહી, હીરાલાલ પણ તરતજ ભાનુ-શંકર ભણી વળ્યો, અને કપડાં લતાં પહેરી બંને જણા તૈયાર થયા. મણીલક્ષ્મી, કુસુમ અને પાછળથી કુંદન એ ત્રણે જણાં કાન્તાને શૃંગારી સાસરે વળાવવા તૈયાર થયાં. આગળ હીરાલાલ અને ભાનુશંકર પછી કાન્તા અને કુંદન અને પાછળ મણીલક્ષ્મી અને કુસુમ હવેલીનાં પગથીઆં ઉપરથી ઉતરીને બગીચાના ચોગાનમાં આવ્યાં ! લતામંડપ આગળ કાન્તા કુંદન, કુસુમ અને મણીલક્ષ્મી ઉભાં રહ્યાં; સીગરામ આગળ ભાનુશંકર અને હીરાલાલ ઉભા રહ્યા, કુસુમ કાન્તાને સાસરે જતી વખતે કાંક શીખામણ આપવા લાગી.

“ કાન્તા બ્હેન હવે ડાહ્યાં થજો ! કેમકે, ”

## ગીતિ.

‘ નવીન ભૂમીમાં જાવું નવીન થઇને નવીન નેહ ધરવો,
મનહર તજી મહિયરીયું નવીન જનોમાં મન મેળો કરવો. ’

“ બ્હેન માયાથી જીવ અને જીવથી માયા તેમ માયા અને જીવથી આ આખું જગત મનાય છે. જગતથી પ્રભુની પ્રભુતા

પ્રકાશ પામે છે, અને જગતની રચના જોઇને જ્ઞાનીઓ ગોથાં ખાય છે, માટે નરવડે નારી અને નારીથી નર તેમ નર અને નારીથી સદન સુહાય છે. દુનિયામાં દંપતી પ્રેમનો મહિમા અધિક છે, અને દંપતીમાં પવિત્ર પ્રેમથીજ ધર્મ અર્થ કામ અને મોક્ષ પમાય છે. પત્ની વિનાનો પતિ તે પત્ર વિનાના વૃક્ષ સમાન છે, અને પતિના પ્રેમ વગરની પત્ની તે વાસ વિનાના કુસુમ સમાન છે. પતિ પત્નીના પ્રેમ વિના અન્યો અન્યને સ્વપ્ને પણ સુખ મળતાં નથી. પુરૂષનું અર્ધું અંગ પ્રેમદા છે, અને પ્રેમદાનું ઉત્તમ ભૂષણ પતિ છે. શાસ્ત્રમાં કહેલા છાયા અને દેહના સંબંધે દંપતીનો પ્રેમ સકળ સુખનું મૂળ છે, માટે કાન્તા બ્હેન તમારે પતિને પરમાત્મા સમાન માની તેની નિરંતર મન વચન અને કર્મથી નીતિ, સત્ય, ધર્મ અને શિયળ ગાળીને પૂજા કરવી અને આજ્ઞા માનવી."

મણીલક્ષ્મી પણ કાન્તાને ભરાઈ આવેલા હૃદયથી કહેવા લાગી.

"પુત્રી! પશુ વડે મનુષ્ય અને મનુષ્ય વડે પશુ તેમ પશુ અને મનુષ્યથી જગત્નો વ્યવહાર થાય છે. તાણાવડે વાણો અને વાણા વડે તાણો તેમ તાણા અને વાણાથી વસ્ત્રો તૈયાર થાય છે. ખેતી વડે અન્ન અને અન્ન વડે ખેતી તેમ ખેતી અને અન્નથી આલમ અહાર ખાય છે. દેહ વડે જીવ અને જીવ વડે દેહ તેમ દેહ અને જીવથી આ જગત્માં નરનારીઓ જોડાય છે. કવિથી સભા અને સભાથી કવિ તેમ સભા અને કવિથી નૃપતિ શોભાય છે. રાજા વડે રૈયત અને રૈયત વડે રાજા તેમ રૈયત

અને રાજાથી રાજ્ય સુહાય છે. જળવડે કમળ અને કમળથી જળ તેમ જળ અને કમળથી સરોવર શોભે છે તેમ નર અને નારીના પવિત્ર જોડાથી જગતમાં દંપતીઓનાં જીવન સફળ ગણાય છે, માટે મારી વ્હાલી કાન્તા તમે સાસરામાં જઈ સાસુ સસરાની સેવા કરો ! ગૃહસ્થાશ્રમની ઉત્તમ ફરજો અદા કરી શીયળ ધર્મને સંભાળો ! પતિને પરમાત્મા ગણી તમારો અવતાર સફળ કરો !!" કહેતાંની સાથે ગૃહમાતાની આંખમાં આંસુ આવી ગયાં, કુસુમને વળી કાંક ઉભરો આવ્યો તેથી કહેવા લાગી.

"કાન્તા ! સંપ વડે બળ અને બળથી સંપ તેમ સંપ અને બળથી સારા સારા ઉદ્યોગો થાય છે. ગુણવડે ગીરા અને ગીરાવડે ગુણ તેમ ગુણ અને ગીરાથી મનુષ્યનું જીવન સફળ ગણાય છે. નિશા વડે શશી અને શશી વડે નિશા તેમ નિશા અને શશીથી આકાશ શોભે છે, માટે બ્હેન આદીત અને આંખના સંબંધ સમાન તમારે પતિ જોડે સંબંધ રાખી સેવા કરવી !!

દીકરી સાસુ સસરાની આજ્ઞા પાળવી, સાસુ તથા જેઠાણીને માતા સમાન, સસરા તથા જેઠને પિતા સમાન, નણંદ તથા દેરાણીને બ્હેન સમાન, નણદોઈ તથા દીયરને ભાઈ સમાન, અને ભાણેજને શિશુ સમાન ગણવા. પાડાપાડોશી પર સ્નેહભાવ રાખી વર્તવું; સાસરાનાં સુખ દુઃખ સહનશીલતા રાખી સહન કરવાં. પિયરની વાત સાસરે ન કહેવી, અને સાસરાની વાત પિયર ન કહેવી. વાત વાતમાં પતિથી વિવાદમાં ન ઉતરીએ,

ખરાબ ભાષણના કરીએ, ચંચળ નજરે ના જોઇએ, ચપળતાથી બેસીએ ઉઠીએ અને ચાલીએ નહિ. પરપુરૂષને પડછાયે પણ જઇએ નહિ. સૌની વાત પેટમાં સમાવીએ, સતીઓનો સમાગમ રાખીએ, હલકી અને દુરાચરણી સ્ત્રીઓ સાથે બોલીએ નહિ, પુખ્ત ઉમ્મરના પોતાના પેટના છોકરા સાથે પણ એકાંતે રહીએ નહીં તો પછી પર પુરૂષની વાતજ શી? કોઇ પણ જાતના નિશાથી સો ગાઉ નાસીએ; અભિમાનથી લાખ ગાઉ નાસીએ; પતિને ન ગમતાં કામ કરીએ નહિ, બહુ બોલીએ નહિ, મનને વશ રાખીએ, ઘરેણાં લુગડાંનાં લાલચુ થઈ પતિને પજવીએ નહિ, કોઈનું જોઈ બળીએ નહીં, દેખાદેખી કરીએ નહિ, શૉક્યનું પણ કાંઈ વાંકું કહીએ નહિ, બ્હેન સદાચાર અને પતિવ્રત ધર્મ પાળી તારી કાયાનું કલ્યાણ કરજે કેમકે:–"

" વસમો દીસે સાસરવાસ વ્હાલી,
સમાય સ્યામા શુભ ગુણવાળી;
વિવેકથી વર્તવું એજ માટે,
અજ્ઞાનથી ચાલવું ના કુવાટે. "

" કુસુમ મારા વાંચવામાં પણ આવ્યું છે કહી કુંદને પણ લલકારવા માંડયું:–"

" મીઠી સરિતા જ્યમ થાય ખારી,
સ્વભાવ વર્તે નીધિનો વિચારી;
તો તેહને સ્વામીએ પાસ રાખી,
પતિવ્રતા રહેજે પ્રપંચ પાખી. "

"દીકરી આ બધું ધ્યાનથી સાંભળજે, અને મનન કરી સાસરામાં વર્તજે."

"વડી વશીકર્ણુ છે એજ વિદ્યા,
મુખેથી કરવી કોની ન નિંદા;
મિથ્યા ન કરવી હઠ કોય કાજે,
ધારી નીતિ ધર્મ રે'વું મલાજે."

"કાન્તા પતિનું ભુવન તેજ આનંદભુવન મારે,"

"ન પારકે દ્વાર જાવું અતિશે,
ન રાખવી રાઢ રંજાડ રિસે;
ન સુસ્ત થાવું ગૃહ કાર્ય માંહી,
સુચી સમો સાવધ રે'વું ત્યાંહી."

"દીકરી ડાહી થજે! આ બધું કાળજામાં કોતરી રાખજે!"

"જે કામની નિત્ય કાયા કસે છે,
વનો કરી સાસરામાં વસે છે;
સંસારમાં તે સુખ પામનારી,
દુઃખી થશે હાડ હરામ કારી."

"કાન્તા બ્હેન હમેશાં વાણી સત્યનીજ બોલવી,"

"સદા વદી સત્ય પ્રપંચ પાખી,
સંધા લિજે સુખ સંતોષ રાખી;
અનાથ વૃદ્ધોની આશિષ લેવી,
ક્રોધે વિરોધી ન વાણી કહેવી."

"નિરંતર સત્ કાર્યો કરી પતિને પ્રસન્ન રાખવો. જ્યાં પતિ પ્રસન્ન છે ત્યાં દેવતા પણ પ્રસન્ન છે."

"પ્રેમે પતિને વશ જે કરે છે,
પતિવ્રતાનું વ્રત આચરે છે;
વિમળા વિબુધા વિલાસકારી,
સકુળની તે સુશિલા કુમારી."

"દીકરી જે નારી પતિને પ્યારી તે પ્રભુને પણ પ્યારી!"

"પ્યારી પતિને ધન્ય બુદ્ધિ તેની,
વિદ્યા કળા ચાતુરી ધન્ય એની;
સદા પતિને સુખ આપનારી,
તેણે ધરામાં ધન્ય દેહ ધારી."

"બ્હેન આવજો, ડાહ્યાં થજો, કોઇને પજવશો નહીં, મા બાપની આબરૂ લજવશો નહીં,"

"સહનશીલતા રાખજો અને વ્હેલાં આવજો" કહી કાન્તાને સીગરામમાં બેસારી, અને કુસુમ તથા કુંદન ગાવા લાગી,

"મારી લલિત લાડલી બ્હેન વ્હેલાં આવજોરે,
પ્યારી ચતુર કિશોરી ધન સંદેશા કાવજોરે;
સ્નેહે જઈ સાસરા માંહ્ય લાજ વધારજોરે,
સાસુ સસરાજીને પ્રેમે પાગે લાગજોરે;
તારા દમયંતી સીતા પાળે જે આચાર,
સતી તણા ચીલે ચઢી સફળ કરો સંસાર;
રાખી ઉકરડાની રીત સુખ દુઃખ સાંખજોરે,
કોઈના આઘી પાછી વાત મુખ નવ ભાખજોરે;
નિર્મળ કરીને મનને તન દુર્ગુણ ટાળજોરે,
પ્રેમે ગણી પતિને દેવ ભક્તિ સાધજોરે."

"કાન્તા બ્હેન આવજો! ભાનુશંકર આવજો! હીરાલાલ પધારજો!" કહી સારી રીતે સત્કાર કર્યો. સીગરામ બગીચામાંથી બહાર નીકળી ગયું; કુસુમ અને કુંદન દીલગીરી ભર્યા દેખાવે પાછાં ફર્યાં, ગૃહમાતાની આંખો આંસુથી ભરાઇ આવી, અને તેમના મુખમાંથી નીકળી પડયું કે "કોમળ કન્યાનું સાસરૂં કે સંસારનું ધુંસરૂં?"

# પ્રકરણ ૫ મું.



## મુગ્ધા કે દુગ્ધા ?



દોહરો.

પ્રિતી સમ પાવક નહીં વિચારી કરજો પ્રિત,
પ્રિત કરો જો કો થકી નિભાવજો તે નિત.



સ્નેહ, પ્રીતિ અને પ્યાર મનુષ્યને ઇશ્વર તરફથી વારસામાં મળેલાં છે. જો પંખીની માફક મનુષ્યને ઇશ્વરે પાંખો આપી હોત તો ઊડી ઊડીને પ્રીતિનો સ્વાદ ચાખત અને હૃદયનો અનુભવ કરત પણ લાચાર કે પાંખો નથી.



જ્યાં પ્રેમ ત્યાં નહીં નેમ કુશળ ક્ષેમ જન પ્રેમી રમે,
મહા ગ્રિષ્મઋતુનો તાપ પણ ઉર ચક્રવાક તણે ગમે;
ચઢતાં પગથીઆં પ્રેમનાં ટોચે ચઢી જન તગતગે,
જયકાર જસ રસરાજનો જગને જીવાડી ઝગઝગે.

કવિ—મહાસુખરામ.



પાવકની ગરમ જ્વાળામાં પતંગ કેમ પડે છે, ધગધગતા અંગારા ચાતક કેમ ખાય છે, કમળના બંધનમાં મધુકર કેમ બિડાય છે, મોરલીના નાદે મણીધર કેમ પકડાય

છે, અને સારંગીના સુરે પારધિના પાસમાં સારંગ કેમ ફસાય છે તેનો ભેદ દુનિયા જાણુતી નથી પણ કોઈ વિરલા પ્રેમીજ જાણે છે.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં કેસર, કાન્તા કુંદન, કપિલા અને કુસુમ બેઠાં હતાં, અને જયન્તીલાલ, મધુકર, ભાનુશંકર તથા હીરાલાલ પણ સાથેજ બેઠા હતા; પરીક્ષાનું પરિણામ મુકરર કરેલા દિવસ કરતાં પણ વધારે લંબાયુ હતું તે હવે આજ કાલ બહાર પડે એવી ચોગરદમ વકી રખાતી હતી. જયન્તીલાલ સાસરામાંથી નીકળીને પોતાના માસાને ત્યાં રહેતો હતો; અને હીરાલાલને ત્યાં જઈ વાંચતો હતો; જોડે ભાનુશંકર પણ વખતો વખત વાંચવા આવતો હતો. આ વખતે હીરાલાલે જયન્તીલાલ અને ભાનુશંકરને ઇંગ્લિશ ગ્રામેટીકલ પોરશન ઘણુંજ મહેનત લઇને તૈયાર કરાવ્યો હતો. જયન્તીલાલ બે વરસથી લાગલાગટ ઇંગ્લિશમાં ઉડી જતો હતો; આ વખતે તેને કાંક સારી આશા હતી. પ્રેમીનાં દર્શન કરી પ્રેમમાં પરવશ પડેલી કુંદન અત્યારે તેની બે સાહેલી જાસુદ અને અનસૂયા સાથે બગીચામાં આવેલા લતામંડપમાં બેસી મધુરી મધુરી વાતો કરી રહી છે. મીઠી મીઠી પ્રીતિની વાતોનો મીઠો મીઠો રસ તે પીએ છે; આ અરસામાં કુદરતે તેના પર પ્રસન્ન થઇ મીઠા રસથી ભરેલો એક મોટો કુંપો મોકલ્યો, અર્થાત્ એકદમ બાઈસીકલ પર બેસી તારવાળો સિપાઈ બગીચામાં ઓચિન્તો આવી બે તારનાં પરબીડિયાં આપી નવનિતલાલની સહી લઇ ચાલ્યો ગયો. હવેલીમાંથી તમામ સ્ત્રી પુરૂષનું મંડળ એકદમ નવનિત-

લાલની આસપાસ વિંટળાઈ વળ્યું. નવનિતલાલે તાર ફોડ્યા અને હસ્તે મુખડે મોટેથી વાંચી સંભળાવ્યા; તારના સમાચાર સાંભળી તમામ જણાં આનંદમાં આવી ગયાં. એક તાર મુંબાઇનો હતો તેમાં મેટ્રીકનું રીઝલ્ટ હતું. કેસર, કાન્તા, કુંદન, કપિલા અને કુસુમ પાંચે જણાં મેટ્રીકમાં પાસ થયાં; તેની જોડે હીરાલાલ, જયન્તીલાલ, ભાનુશંકર અને મધુકર પણ મેટ્રીકમાં પાસ થયા. બીજો તાર વિલાયતનો હતો; તેમાં સુંદરલાલ બારીષ્ટર એટ લૉની પરિક્ષામાં પાસ થયો. દીકરી અને જમાઇની વધાઇથી ડોસા ઘણો આનંદ પામ્યા; તેમાંએ કુંદન અને કપિલા પાસ થઇ તેથી ડોસા ઘણુંજ હરખ્યા અને હવે ખુશીથી કુંદન અને કપિલાના મોં માગ્યા દામ ઉપજશે તેથી ઉમંગમાં આવી આશામાં નાચવા લાગ્યા. ગૃહમાતાને હીરાલાલ પાસ થયા તેનો ઘણોજ આનંદ થયો અને જોડે જયન્તીલાલનો પણ આનંદ થયો. સાસરામાંથી જયન્તીલાલના જવાથી ડોસીને ઘણુંજ લાગી આવ્યું હતું; પણ જયન્તીલાલ પાસ થયો તેથી તેનું ઠેકાણું થશે એમ ધારી હરખાવા લાગ્યાં. ભાનુશંકર પાસ થયા તેની પણ નિરાંત થઇ અને જોડે મધુકર પણ થયા તેનીએ શાન્તિ થઈ. નવનિતલાલને જમાઇ પાસ થવાથી કાંઈ હરખ ન થયો પણ કેસર પાસ થવાથી તેના હરખની સીમા ન રહી. સુંદરલાલ બારીષ્ટરની પરિક્ષામાં પાસ થયો તેનો આનંદજનક તાર તરતજ પોતાના ભાઇ તરફ મોકલાવ્યો અને પોતે ઑફીસમાં ગયો. નવનિતલાલ ધી મુન લાઇટ વીમા કંપનીનો એજન્ટ હતો, નવલશંકર ડી. ટી એસની ઑફીસમાં ક્લાર્ક હતો અને રસિક-

લાલ ભરતખંડ મીલમાં સેક્રેટરી હતો; આ ત્રણે સ્થળે આનંદની ખબર નવનિતલાલે પોતાના ક્લાર્કને મોકલી આપી દીધી.

આનંદજનક વધામણી સાંભળી કુંદન ઘણી હરખાણી અને પ્રેમ સરિતામાં પડી તણાવા લાગી. આ તકનો લાભ લઇ અનસૂયા તથા જાસુદે કુંદનને બનાવવા માંડી.

" જાસુદ, હમણાં વસંતના દર્શનથી આંબો ખૂબ ફાલ્યો છે. "

" અનસૂયા, કુસુમલતાઓ પણ પ્રેમઘેલી થઇ મ્હેંકવા લાગી છે. "

" જાસુદ, કુંદનની કનકલતા પણ હમણાં ખુબ ખીલીછે."

" હા, એના કુંદન કયારામાં જોબનની ડાળીઓ ખુબ ઝુકાઝુક કરી રહી છે ! "

" કેમ ન ઝુકે ? વનમાળીની ચતુરાઇ પાર વિનાની છે."

" વનમાળી બણૂચક છે, સખી છાની રહે ! વચનનાં બાણ મારૂં કાળજુ કોરી નાંખે છે. "

" કુંદન બ્હેન ! વનમાળી બણૂચક છે કે ચંપકલતા બણૂચક છે ? "

" સખી ચંપકલતા તો ચતુર અને સુંદર છે. સ્હેજમાં પ્રફુલ્લિત થઇ શકે એવી પાણીદાર નાજુક અને કોમળ છે."

" સખી વનમાળી વિલાસી નિપુણ અને ખંતી છે, તેના ખંત વિના આ વાટિકા આવી સુંદર વિકસે નહિ. "

" ઘેલીરે ઘેલી તદ્દન ઘેલી. "

" અલબેલી લતા ખીલી પણ વનમાળીની ચતુરાઈ વગર ખીલી."

" કુદરતના આધારે ખીલી."

" કેમ બ્હેન એમ ?"

" એ તો એમ."

" હું ના સમજી."

" હજુ વાર છે."

" કેમ ?"

" વાટિકામાં બીજ રોપાયાં નથી, પાણી સિંચાયું નથી અને ખાતરની ખોટ છે."

" કોનામાં ?"

" તારામાં."

" અરે મારી વાટીકા તો નવપલ્લવ નવીન ડાળીઓવાળી છે, ચાલ તું એની બ્હાર તો જો ?"

" ત્યારે કુંદનની વાટિકા બરાબર ખીલી નથી એમ તું કહેવા માગે છે ?"

" ના."

" ત્યારે આ કટાક્ષ શા ઉપર ?"

" તું શું સમજે ?"

" કેમ હું માણસ નહિ ?"

" માણસ પણ માણસાઈ વગરનું !"

" શું હું ચતુરા નહિ ?"

" ચતુરા પણ ચતુરાઇ વગરની."

"ત્યારે તમે ચતુરાઈવાળાં ?"

"હાજ તો."

"એમ કે ?"

"હા, ચતુરાઇ વિનાની ચતુરા વાસ વિનાના કુસુમ સમાન છે."

"બળ્યું મ્હેન આમ શું કરે છે ? શું કામ તલસાવે છે ? મારા ભેદને ભાગો."

"મારી મધુરી જરા જોબનમાં આવી જાગો પછી છોકરવાદી ત્યાગો, એટલે તરત ભાન આવશે અને ભેદ ભાગશે."

"આમાં તો કાંક ઓરજ ખુબી રહેલી છે."

"ત્યારે ખુબી બતાવો તો ખરાં ?"

"ડાહ્યું હોય તે એની મેળે જાણે !"

"હા....હા....હું સમજી ગઈ.

"ચેતી ગઈ છું ચેતી ગઇ છું, તારી ચતુરાઈ ચેતી ગઇછું."

"શું ચેતી ? તારૂં કપાળ."

"જુઓ સાંભળો, તમે એમ કહો છો કે 'વસંતના દર્શનથી આંબો ખુબ ખીલ્યો છે,' એટલે કુંદનને જુવાનીનાં દર્શન થતાં કાયા રૂપી આંબો ખુબ ફાલ્યો છે. કેમ કેવી ચેતી ગઈ ! હા....હવે."

"ચેતી. પછી ?"

"જુઓ 'કુસુમલતાઓ પણ પ્રેમઘેલી થઈ ખુબ મ્હેંકવા લાગી છે, અર્થાત્ કુંદનના કાયા આંબાની ડાળીઓ-અવયવો પણ પ્રેમઘેલા થઇ ખુબ ખીલવા લાગ્યા છે. કેમ બરાબર ?"

" ઓ તારીની! આ તો હવે સમજી! પ્રેમશાસ્ત્રનું પિછાન થવા લાગ્યું, કહે પછી ? "

" પછી એજ કે:–

*　　　*　　　*　　　*

" બાળપણું બદલાઈ ગયું, જુવાની જામી જણાય;
નિતંબ કુચતો ભર થયા, અંગો અંગ બદલાય. "

" અરે વાહરે જાસુદ ! તું તો પૂરેપૂરી પ્રેમપંડિતા બની ગઇ. "

" પછી ? "

" બ્હેન:–

" ચાળા બાળાના ગયા, બદન હવે બદલાય;
નયન મુખ શરમાઈ ગયાં, અંતર ઉંચું થાય. "

" અરે આ તો પ્રેમજ્ઞાનનો ઝરો ફૂટયો, વારૂ પછી ? "

" લે સાંભળ:–

" બાળપણામાં હા હતી, હવે હા બદલાઈ;
મંદહાસ્યે ના ના કહે, હા ભિતરમાં સમાઈ. "

" અરે રંગ છે રસિલી, પછી ? "

" સાંભળ:–

" બાળપણામાં લાગતી, બાઝંબાઝા ઠીક;
અડતાં તું ના ના કહે, અંતર પેઠી બીક. "

" ઑય, ઑય, આટલી બધી સમજણ કયારે આવી ? પછી ? "

“ લે જો:–

“ શ્યામ વાદળી ગગનમાં, ચમક ચમક વીજ થાય;
તેમ ઓઢણી આડીમાં, ગૌર અંગ ઝલકાય. ”

“ અરે તારી તો હવે વાતજ ના રહી, પછી ? ”

“ લે તારે:–

“ બાલપણામાં નાચતી, મીઠાં વદીને વેણ;
હવે નચાવે નયનથી, કટાક્ષમાં કહી કેણ. ”

“ હવે કાંઇ ? ”

“ સાંભળ:–

“ મંદ હાસ્યમાં મોહિની, લોચન માંહી તંત્ર;
ભુરકીથી જગ ભોળવે, વશીકરણનો મંત્ર. ”

“ અલી જાસુદ ! તું આ પ્રેમશાસ્ત્ર કયાં શીખી ? ”

“ કેમ તારે શીખવું છે ? ”

“ હા, મને ભણાવ. તારી વાણીની મીઠાશ તો કાંઈ જુદીજ છે. ”

“ લ્યો ત્યારે ભણો. ”

“ બોલો. ”

“ પ્રથમ મનમાંથી દુનિયાના વિકાર તમામ કાઢી નાંખો. ”

“ લ્યો આ કાઢી નાંખ્યા. ”

“ મારૂં તારૂં જવા દો. ”

“ જવા દીધું. ”

“ હૃદયને પવિત્ર કરો. ”

"શાથી ?"

"શ્રદ્ધાનું જળ પ્રેમરાજનો મંત્ર ભણી હૃદયમાં ત્રણ વાર છાંટો."

"ઠીક લ્યો આ છાંટયું."

"તમારા જીવને એકતાર કરો."

"કર્યો."

"જુઓ શ્રદ્ધાથી સાંભળજો, આ કાંઇ મોઢેથી ગપ્પાં મારવાનાં નથી. મોહલેખાએ એકલશૃંગી મુનિને જે પ્રેમશાસ્ત્ર ભણાવ્યું હતું અને રાધાએ શ્રીકૃષ્ણને બતાવ્યું હતું તે હું તમને અત્યારે કહું છું."

"વાહરે ગુરૂ શાબાશ, શાબાશ, ધન્ય છે તમારી વિદ્યાને !"

"જુઓ જ્યારે પ્રેમનું પુરાણ શીખવું હોય ત્યારે સૌથી પ્રથમ પ્રીતિ કરતાં રીસ કદી રાખવી નહિ, કેમકેઃ–

"ઝાઝુ કરીએ નવ સખી, પ્રીતિ માંહી જોર;
વાત વચકતી જાણતાં, ખેંચી–લઇએ દોર.

"સારૂ પછી ?"

"વખત જોઇને વિધિ પ્રમાણે વાણી ઉચ્ચારવી, અર્થાત્ સમો ભણવો. કેમકેઃ–

"સમો ભણે જે જગતમાં, તેનું ધાર્યું થાય;
કીડીએ કુંજર ગળ્યો, તોયે કહીએ હાય."

"પછી ?"

"ઉચ્ચારેલી વાણીનો મન વચન અને કર્મથી નિભાવ

કરવો. જે ઉચ્ચારેલી વાણીનો નિભાવ કરી શકે છે તેજ વિકટ પ્રેમપંથમાં સારી રીતે ટકી શકે છે."

"પછી ?"

"હમેશાં રાત દિવસ સચેત રહેવું. મનની પરિક્ષા કરવી, અને પછી તન સાથે તન જોડવા તૈયાર થવું."

"વાહ વાહ પછી ?"

"આ સંસારમાં પ્રગટ પ્રીતડી કરવી નહિ."

"ઠીક."

"જે કાંઈ વાત કહેવી હોય તે આંખના અણુસારામાં કહેવી."

"સારૂં."

"પ્રેમ નયનના કટાક્ષમાં જણાવવો. દુર્જનના દેખતાં વ્હાલાને બોલાવવા નહિ."

"પછી ?"

"ઓછા દીલના માણસ સાથે પ્રેમસંદેશા કહાવવા નહિ, કારણ કે વાંકા બોલા સાથે વઢતાં કદી ફાવતું નથી, કેમકે રાધા કહે છે કેઃ—

"ઓ વ્હાલારે વૃન્દાવનની વાટે વ્હેલા આવજો,
ઓ વ્હાલારે પ્રેમીજનને પ્રેમ કરી બોલાવજો;
ઓ વ્હાલારે વિબુધ સાથે પ્રેમસંદેશા કહાવજો,
ઓ વ્હાલારે ભાવ સદા ભિતર માંહી સમાવજો."

લોકકાવ્ય—ભજન સંગ્રહ.

"પછી ?"

" સામું જોતાની સાથે પ્રેમને લોચનમાંથી પારખી લેવો અને અંતરની વાત એક વેણમાં સમજી લેવી જોઇએ."

" પછી ?"

" પ્રથમ પ્રેમીનો સ્વભાવ પારખી લેવો અને પછી સ્વભાવ પ્રમાણે વચનવારીનું સિંચન કરવું."

" વાહ વાહ !"

" જેનાથી કામ હોય તેની વૃત્તિ માફક ચાલતાં ગગનનાં પક્ષી પણ એક પળમાં પકડી લેવાય છે."

" પછી ?"

" હાજી હાજીની મોહની કરવી; કેમકે હાજી હાની મોહની સરખી એકે પ્રેમને નભાવનારી વસ્તુ દુનિયામાં નથી; માટે હાજી હાની મોહની કરવી, કેમકે તેમાં અમૃત અને સાકરની મીઠાશ રહેલી છે, માટે રસનાએ હાજી હાનો જાપ જપવો."

" ઠીક."

" પ્રીતિનું કામ હમેશાં રીઝાવવાથી કાઢી લેવું, કેમકે ખીજવવાથી પ્રીતિ ફૂલ તરત તૂટી જાય છે."

" પછી ?"

" પાકી પ્રીત બંધાયા વિના રીસામણાં કરવાં નહિ; જો પ્રીત બાંધતાં દોષ માલમ પડે તો મુખથી બોલી બતાવવા નહિ."

" પછી ?"

" કાચા કાનનાં થઇએ નહિ, કોઈનું ગમે તેવું કહેણ હૃદયમાં આણવું નહિ. બે આંખે જોયા સિવાય કાંઈ પણ સાચું

માનવું નહિ; પણ અંતરમાં વિચાર કરીને વખતે વખતે તેનાં પારખાં લેવાં. નજર થકી કોઇને જોઇએ પણ તેના વિચાર અંતરમાં એકદમ જાણી લેવા જોઇએ."

"પછી ?"

"જે કોઈ બોલે તેનો ટુંકામાં મર્મ સમજી લેવો જોઇએ અને તેનો વિવેકથી જેવો ઘટે તેવો સમા પ્રમાણે ઉત્તર આપવો જોઇએ. ઓછું વચન કદાપિ કાળે એકદમ બોલવું નહિ, કોઈ વખતનું છિદ્ર વખતે ખોલવું નહિ, જેને મારો માનીએ તે થકી વારંવાર લડવું નહિ અને પ્રીતિ ભોજન ખાતા પહેલાં પ્રીતિ અજીર્ણ ન થાય માટે ગમ આદુ થોડુ થોડુ ખાતાં જવું."

"પછી ?"

"સ્નેહી સંગે ઝાઝું માનમાં ન રહેવું. અંતરના ભાવ પ્રમાણે હમેશાં રીસ અને માન રાખવાં."

"પછી ?"

"કુટિલ આગળ પોતાની આતુરતા બતાવવી નહિ. સામી રીત જેવી હોય તેવી રીત બતાવવી. મીઠું બોલે તેનાથી રીઝવું નહિ, સાચા સ્નેહી વિના મન આપવું નહિ. કપટી સાથે ખરી વાત કહેવી નહિ. લોભે લલચાવું નહિ. જાળમાં ફસાતા પહેલાં નાસવાની બારી રાખવી. સાચા પ્રેમીને પ્રાણ માગતાં આપવા અચકાવું નહિ. જુઠાના ફંદમાં ફસાવું નહિ; જુઠાની પરિક્ષા પ્રથમ કરીને પ્રીત કરવી, સાચા પ્રેમીને કોઈ કાળે પણ દગો દેવો નહિ. સ્નેહી સંઘાતે ઝાઝી મોટાઈ રાખવી નહિ. સમા પ્રમાણે વિવેક ચુકવો નહિ. પોતાનો ટેક અંતરથી મૂકવો નહિ.

વગર વિચાર્યું ડગલું ભરવું નહિ અને વખત આવે છેહ દેવો નહિ."

"શાબાશ પુરાણી શાબાશ! પછી?"

"સાત ગરણે ગળ્યા પછી બોલ બોલવા જોઇએ અને બોલ્યા પછી દુઃખ થાય તો તેથી જરા પણ ડોલવું નહિ. વીતી ગયેલો વખત કદાપિ કાળે પાછો મળતો નથી, માટે વખત વિચારી પ્રેમનો નિભાવ કરવો જોઇએ."

"પછી?"

"પછી એજ કેઃ-

'રસ પ્રેમનો તે શિશ સાટે માનવો જો,
ગરજ રાખે તેને દુઃખ દોષ ન આણવો જો;
પ્રીત કદાપિ કોઈ થકી ન જોડીએ જો,
બની ભવિષ્યથી તો પ્રાણ ગયે ન તોડીએ જો."

દયારામ કવિ.

"જાસુદ તેં તો આજ રંગ રેલાવ્યો! વારૂ પછીઃ-

"કાળી કસ્તુરી પણ ગુણ ઘણો ગ્રહીએ સદા જો,
રાતાં ઈંદ્રવારણાંથી મોહિએ ના કદા જો;
પારા સરખો પ્રેમ જુગતેથી ઝીલજો જો,
વિખરતાં લાગે ન વાર ચેતી ચાલજો જો;
સાવધાન થઈ પ્રિત પાળજો કહું કથી જો,
મોતી મન કાચ તૂટ્યાં સંધાતાં નથી જો."

દયારામ.

"જાસુદ તું તો હવે પ્રેમશાસ્ત્ર ભણીને પાર ઉતરી ગઈ."

"વાહ મારી મધુરી બુલબુલ તેં તો આજે ખુબ કરી."

"અનસૂયા તેં મને ટપ્પો માર્યો ત્યારે મેં તે પૂરો કર્યો! કુંદન સુખેથી સંસાર સાગર પોતાની ચતુરાઇથી તરી શકે એમ છે!"

"જાસુદ! તું ભૂલ કરે છે. સંસાર સાગર તરવાનું નાવ બરાબર નથી, એટલે કુંદન કિનારા પર આવી વિધાતાને ઉપાલમ્ભ આપી દીલગીરીમાં ગરકાવ થઈ ગઇ છે! કેમ કુંદન બ્હેન હું કાંઇ ખોટું કહું છું?"

"અનસૂયા તારૂં કહેવું બરાબર છે, કેમકેઃ–

" સર્વે સરોવર સૂકાં ચાતક લેખે,
ચંદ્ર વિના જેમ ચકોર ઉજડ દેખે."

"બરાબર તારી પણ એજ દશા છે."

"સખી એ તોઃ–

" વિત્યું હોય તે એ સાચ્ચુ પ્રમાણે,
પીડા પ્રસૂતાની શું વંઝા જાણે."

"નજ જાણે કેમકે,"

" વેદ તે જાણે ન કોઈથી કહેવાયે,
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયે."

"જાસુદ કુંદનના હૃદયની વેદના અત્યારે વધતી જણાયછે."

"ત્યારે વેદના ઓછી કરો."

"બ્હેન! એમ ઓછી ન થાય. કેમકેઃ–

" પય ઉભરાયું તે છાંટે નીર ન સમાયે,
હૃદયવેદના હૃદય જાણથી હરાયે;
તાતુ તેલ મળે ત્યમ ભડકો થાયે,
ઔષધ મંત્રથી બમણી વધી જાગે." દયારામ.

"બ્હેન ! તમારે મશ્કરી છે, મારો પ્રાણ રૂંધાય છે. દુનિયા અવળી છે, કેમકે:-

"કોઇને કહેતાં અદેખાં કરીએ,
અંતર આગે ઢાંક્યાં ધીકી મરીએ;
કીડો કાષ્ટ જેમ ખોખું કરે ખાઈ બાધું,
તેમ પ્રેમકીડે કાળજ મુજ કરડી ખાધું;
ઉપરથી તન સારૂ સૌ કો દેખે,
ભિતર ભડકો પ્રાણ પોતાનો પેખે." દયારામ.

"બ્હેન ! ત્યારે તમે તો દુ:ખી ને દુ:ખી રહ્યાં."

"જ્યારે હીરાલાલ સાથેનો વિવાહ લંબાય છે ત્યારથી કુંદનના દુ:ખની અવદશા શરૂ થાય છે, જ્યારે વિશ્વપતિને દયા આવે ત્યારે દુ:ખ કાંઇક ઓછું થાય !"

"જેની પાલકને દયા ન આવે-પિતાના સમજવામાં ન આવે તો પછી વિશ્વપતિને ક્યાંથી આવે ?"

"સખી મારા ભવિષ્યમાંજ દુ:ખ લખાએલું છે."

"બ્હેન ! એમ નિરાશ થવાનું કાંઈ કારણ નથી."

"સખી:-

"લખ્યું હશે જે વિધિએ લલાટે,
કદી ન ફરશે તે શિર સાટે;
મિથ્યા મરે માનવી યત્ન ધારી,
લખેલી મિથ્યા કદી ન થનારી."

"બ્હેનનું કહેવું બરાબર છે. કેમકે:-

'ગુલાબોની ઘડી લાલી,
જુવાની ક્યાં જતી ભાળી;
સંધ્યાના રંગ ક્ષણે જાશે,
હૃદયના રંગ બદલાશે.'

"બ્હેન તમે ગમે તેમ કહો પણ મારી આંખનાં આંસુ કદી સુકાશે નહિ. મારા અંતરની આગ કદી બુઝાશે નહિ, મારી આંતરડીનો કકળાટ સદાય ચાલુ રહેશે."

"બ્હેન કુંદન નિરંતર આમ પશ્ચાત્તાપ કરીને જીંદગી પૂરી કરશો?"

"સખી જ્યાંસુધી આર્ય સંસારમાં આર્ય બાળાઓનાં બાળલગ્ન કરવામાં આવેછે, ત્યાંસુધી અંતરની અગન કદી બુઝાશે નહિ. જ્યાંસુધી મિથ્યાભિમાની માતપિતાઓ કુળના કુવામાં પોતાની પામર કન્યાઓને ગળે કુળ મોટાઇનાં દોરડાં બાંધી ફાંસે છે, ત્યાંસુધી કન્યાઓનો કકળાટ કદી મટશે નહિ. જ્યાંસુધી કામધેનુ કન્યાઓની સ્વાર્થના બજારમાં પૈસાદાર કસાઇઓના આગળ હરાજી થાય છે ત્યાંસુધી કામધેનુ કન્યાઓ મનવાંચ્છિત ફળને કદી આપવાને શક્તિમાન થશે નહિ. જ્યાંસુધી વરનું હૃદય કન્યા તપાસશે નહિ, અને કન્યાનું હૃદય વર વિચારશે નહિ, અથવા વડીલો દ્વારા વરકન્યાનાં હૃદયની સરખામણી થશે નહિ ત્યાંસુધી વરકન્યા આર્ય સંસારમાં દંપતી તરીકે પોતાનો કારભાર કુશળતાથી કોઇ કાળે પણ નભાવી શકશે નહિ. જ્યાંસુધી વરકન્યાના પ્રેમની કસોટી ઘર અને પૈસા ઉપર થાય છે ત્યાંસુધી વરકન્યામાં અલૌકિક પ્રેમની લાગણી કદી ઉત્પન્ન થશે નહિ. જ્યાંસુધી લાકડે માંકડાં વળગાડી માબાપો

આનંદ પામે છે, ત્યાંસુધી વરકન્યાઓના વિવાહ કહેવાશે નહિ પણ મોકાણ, વિક્રય અને હુરાજીજ કહેવાશે. જ્યાંસુધી કન્યાઓનાં લગ્ન નાણાંની કોથળીઓ સાથે કરવામાં આવે છે ત્યાંસુધી કન્યાઓ છતા ધણીએ રંડાએલી છે. જ્યાંસુધી કન્યાઓના ગુણ વય, અને રૂપની વર સાથે સરખામણી કરવામાં આવતી નથી ત્યાંસુધી કન્યાઓનાં લગ્ન એક દુઃખની વધામણી રૂપ છે."

"કુંદન બ્હેન આ વખતે નીચેનું કાવ્ય કન્યાદાનની સારા ખુબી દર્શાવે છે:–

* * * *

" પાત્ર જોઇને દાન અપાય તો શ્રેષ્ઠ કન્યાદાન,
દંપતી ભોગવે સુખ ભવિષ્યમાં ગુણનાં ગાયે ગાન;
રૂપ વપુ ગુણ કુળ જુઓને કન્યાની સમાન,
જોડવી જોડીને જુગતેથી જગતમાં વર જોઇને વિદ્વાન;
ગાય કન્યાથી જોર ન થાય જેમ દોરે તેમ ચાલીને જાય,
વાર વાર વિચાર કરીને કરો વિવાહનું કામ. "

"બ્હેન જાસુદ કન્યા વિદ્વાન્ યુવાન ડાહી નિપુણ અને પ્રેમી અને વર અભણ ખોખલો ઘેલો, બબૂચક અને પૈસાનો પ્રેમી આ પ્રમાણે જે દેશમાં થતું હોય તે દેશનાં વરકન્યા ક્યાંથી સુખી થાય? આર્ય સંસારમાં કન્યા અવતરી એટલે માબાપને સોનાનાં ઈંડાં મુકનારી કુકડી અવતરી, દોલત મેળવવાનો ખજાનો મળ્યો, મન ગમતા રૂપીઆ આપનારૂ એક કલ્પવૃક્ષ મળ્યું, દુનિયામાં ધન અને યશને પ્રાપ્ત કરાવનારી એક સરાફની પેઢી મળી, સંસારમાં મોજમજા મારવાનું એક જાદુઈ જંત્ર મળ્યું, મનગમતો વૈભવ પ્રાપ્ત કરવાનો મોહન મંત્ર મળ્યો, કન્યાઓના

વડીલોનાં દળદર ફીટાડનારી એક મહામાયા શક્તિ દેવી મળી અને પૈસા કમાવાનો કીમીયો મળ્યો ! !"

" અનસૂયા જ્યાં આ પ્રમાણે આશાઓ રાખીને કન્યાના જન્મથી આનંદ મનાતો હોય ત્યાં કન્યાઓના સાચા સુખની આશા શી રીતે રખાય ? તેના આત્મિક માનસિક અને ધાર્મિક કલ્યાણની દરકાર એક કીરતાર શિવાય કોણ રાખે ? કન્યાનો સાચો બેલી કીરતાર કે માબાપ ? કન્યાધેનુનો ધણી કુડો કસાઈ કે એક બાપ કે મા ! ગાયના વેચાણ થયા પછી ગાયનો ધણી સાસુ સસરા કે ધણી ! ધણી જો નમાલો મોભાગ્ર બુદ્ધિનો મૂઢ મળ્યો તો કન્યાનો ધણી આખું સાસરૂ. તેઓ કન્યા ગાયને જેમ ગરદન મરાય તેમ મારે. જ્યાંસુધી તે દૂધ દે ત્યાંસુધી દરકાર, જ્યારે અશક્ત થઈ દૂધ દેતી બંધ થાય એટલે તેની પીઠ પર પારાવાર ડફણાં, ગાળોનો વરસાદ અને મેંણાંનાં ઝાપટાં; બિચારી હાડહાડ થાગ્ર અને છેવટે ખોડા ઢોરની પાંજરાપોળમાં મૂકવાનો સમય આવે અને તેના પર શૅાક્ય આવે. જે દેશમાં કન્યાઓની, વહુઓની અને સ્ત્રીઓની આવી અધમ દશા થાય તે દેશની સંતતી શી રીતે દેશાભિમાની દેવાંશી થઇ શકે ! ? તે દેશની સ્ત્રીઓ શી રીતે કુળતારણી પતિવૃતાઓ નીપજી શકે ? જ્યાં કન્યાના વેચાણથી, વિવાહથી અને લગ્નથી ઘરનાં ગુજરાન ચાલતાં હોય તે દેશની આબાદી શી રીતે થાય ? "

" જાસુદ, કન્યાનો બાપ વરનો પૈસો જોતો હોય, મા વરનું કુળ જોતી હોય, ભાઈ વરની વિદ્વતા જોતો હોય, ભાભી વરની ચાલાકી જોતી હોય, બેન વરની જુવાની જોતી હોય, વડીઆઈ

વરનું ઘર જોતી હોય અને કન્યા વરનો પ્રેમ અને ડહાપણ જોતી હોય એટલે કે જ્યાં આ પ્રમાણે કન્યાનાં વડીલો જેને જે રૂચે અને ફાવે તેવી આશાઓ જોતાં હોય ત્યાં બળીઆના બે ભાગ થઈ જાય, કન્યાના લગ્નની તાણમતાણ થાય;અને જેનો સ્વાર્થ જલ્દી સધાય તે પ્રમાણે ચોકઠાં ગોઠવાઇ જાય; ત્યાં કન્યાના પ્રેમ અને ડહાપણની આશા અદ્ધર ઊડી જાય, વડીલોનું ધાર્યું થાય અને સ્વાર્થની ઉજાણી થાય; બિચારી પામર ગરીબ ગાય કન્યાના વિચાર હવામાં જાય. વિદ્વતા બળીને ખાખ થઇ જાય; સુંદરતા સ્વાર્થની સરિતામાં તણાઈ જાય, ચાલાકી ચોળાઇ જાય, ચતુરાઇ રોળાઇ જાય અને પ્રેમ હૃદયમાં ને હૃદયમાં સમાઇ જાય, અને આખરે ખવાઈ જાય."

"અનસૂયા જ્યાં આ પ્રમાણે લગ્નો થાય ત્યાં સંસાર સુધારાની આશા શી રીતે રખાય? જુદા જુદા સ્વભાવ, વિચાર, પ્રેમ, ગુણ અને આચારનું ચલણ થાય ત્યાં ઐક્યતા પ્રેમ અને સુખની શી આશા રખાય? વર ધારે કાંઇ અને થાય કાંઇ! કન્યા ધારે કાંઇ અને થાય કાંઈ, કહ્યું છે કે:—

* * * *

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે,
કન્યાને ચૂલો ચિતમાં ગમે છે;
કન્યા ઉમંગે કુસુમ માળ ભરતી,
વરને શરીરે ઉપેઈ ફરતી;
કન્યા ઉમંગે વરને વધાવે,
વર સોટી લઇને વહુને નચાવે;

કન્યા ઝરૂખે વર વાટ જોતી,
પિયુ વિના પાલવે અશ્રુ લ્હોતી;
કન્યા મૂકી પિયુ પરદારે રાચે,
કરી ગુલામી નીચ પ્રીતિ જાચે;
ઘેબર તજી ઘેંશ પ્રિતેથી ખાયે,
મ્હેલો મૂકી ઝુંપડા માંહી જાયે;
ગુલાબ કસ્તુરી મૂકીને પ્રીતે,
ચહે લસણ આકડો નિત ચિત્તે;
કન્યા કિશોરી વર ઉર ખટકે,
તજીને માયા ઘર શ્વાન ભટકે.

નવલરામ–કાંઇ ફેરફાર સાથે.

આ પ્રમાણે વર અને કન્યાનાં દીલ અને પ્રેમની વ્હેંચણી થાય ત્યાં વરકન્યા શી રીતે સુખેથી રહે. બ્હેન! મેં તો કાન્તાનાં લગ્ન જોયાં છે. મારાથી તો બોલ્યા વિના નથી રહેવાતું, હું તો વડીલોની આમન્યાને કૂવામાં નાંખી કહી દઉં છું કે નાણાં સાટે દીકરીને શૉક્યની શૂળી ઉપર વિંધનાર, સ્વાર્થને ખાતર કન્યાને કસાઇને ઘરે બાંધનાર અને કુળને ખાતર કન્યાને ભર જંગલમાં રઝળતી મૂકનાર માબાપો વડીલો અને મુરબ્બીઓ તે કન્યાના વડીલો કહેવાય કે જમાનાના કસાઇઓ કહેવાય? કાળ કહેવાય, કે કન્યાના કુંવારા લોહીના તરસ્યા કેશરીઓ કહેવાય!!"

"સખી એ માબાપો નહિ પણ કન્યાના કાળ કહેવાય! નિરપરાધી કન્યા કુસુમને બબુચક હેવાન વરોના ધગધગતા અંગારાના ઢગલામાં ઝીકનાર માબાપો ભલે સ્વાર્થ સાધી કન્યાનાં લગ્ન કરી કન્યાદાન દીધું સમજે પણ દુનિયા તો કન્યાને

હળાહળ વિષદાન દીધું કહેશે. લગન દુધના પ્યાલામાં સોમલ સાકર નાંખી સ્વાર્થની પહેરામણી કરી પરલોકના સાસરામાં દીકરી વળાવનાર દાનસ્તાં ડાહ્યાં માબાપોનું પ્રભુ કલ્યાણ કરો."

"ધન્ય છે! ધન્ય છે! આર્ય સંસારની કન્યાદેવી તારા નામને ધન્ય છે! ધન્ય છે! ગરીબ ધેનુ કન્યાદેવી ધન્ય છે, તારી સહનશીલતાને! ધન્ય છે અથાગ દુ:ખમાં સંતોષ રાખનારી શાણી કન્યાદેવી! ધન્ય છે તારા સંતોષને! પારધી માબાપો અને સાસરીઆની સ્વાર્થી અને જુલમગાર જાળમાં પકડાએલી પામર પંખીણી કન્યાદેવી ધન્ય છે તારા માબાપ પ્રત્યેના પ્રેમને! સ્વાર્થના ફંદામાં ફસાઈ ગએલી, આમન્યાની સાંકળે બંધાઈ ગએલી, લજ્જાની બેડીઓથી પરવશ પડેલી, જુલમગારોના જુલમે જકડાઇ ગયેલી, કપટાચારીઓના કપટે વિષપાન થયેલી, બળુચક વરના તાપે બળી મરેલી, દયાહીન ક્રૂર સાસુ સસરાઓના હાથથી દુ:ખના દરિયામાં હડસેલી મૂકાએલી ડુબકાં ખાતી દુ:ખી કન્યાદેવી ધન્ય છે તારી ધીરજને! કન્યાદેવી તને લાખો ધન્યવાદ છે! ભારતવર્ષની આર્ય કન્યાઓ તમારા ગૃહસ્થાશ્રમને કરોડો ધન્યવાદ છે!"

"અનસૂયા! સ્વાર્થી માબાપોએ બાળલગ્નની મોકાણમાં કરેલાં બાળલગ્નો કન્યાઓ જમાનાના જાલિમ જોરમાં, જોબનના જુલમી તોરમાં અને સુધારાના ફૅશનભર્યા દોરમાં શી રીતે સ્વીકારી શકશે? ઉછરતી નાજુક દુનિયાના કોઈ પણ રંગમાં રંગાયા વગરની અલેતી મુગ્ધ કન્યાધેનુઓ પોતાના ગળે પાપી સ્વાર્થી વડીલોની કપટ છરી શી રીતે મૂકવા દેશે? રૂઢિ બંધ-

નના ફાંસા શી રીતે સહન કરશે ? પોતાની અજ્ઞાન અવસ્થામાં લધાએલા અનાચારનો બોજ શી રીતે ઉપાડી શકશે ? ઘર સંસારનું ધુંસરૂ શી રીતે ધારી શકશે ? સુડી વચ્ચે સોપારીના ઘા જેવાં લગ્નો શી રીતે નભાવી શકશે ? સાપે છછુંદર ગળ્યા સમાન પરણેતર શી રીતે પાળી શકશે ? પરણેતર નભાવી શકશે નહિ, પરણેતરનો ત્યાગ કરી શકશે નહિ, તેમ પરણેતરનો સ્વીકાર પણ કરી શકશે નહિ અને અનાચારની સ્થીતિમાં પોતાની જીંદગી કલંકિત કરશે."

"જાસુદ ! જંગલનાં પંખીનાં બચ્ચાંને લાવી કુંદનના પાંજરે પૂરો, મોતી અને માણેકનો ચારો મૂકો અને દુધનાં પાન પાઓ તોપણ તે તેનાથી કદી રીઝશે નહિ. તેના પોષણને વાસ્તે ખેતરના છુટા છવાયલા દાણાજ બસ થશે. પરાધીનતાને આધીન રહીને જેટલો વખત પાંજરામાં રાખશો તેટલો વખત પાંજરામાં રહી શકશે; પણ જરા જવાની છુટી મળશે અગર ભૂલથી પાંજરૂં ખુલ્લું રહી જશે તો તરતજ તે ઉડી જશે; તેમ કન્યાપંખીણીઓને બાળપણમાં લગનના પાંજરામાં પૂરશો તો તે વડીલોની પરાધીનતાને વશ થઈ પૂરાશે; પણ તે સમજણના રૂપમાં આવતાં તરતજ વિચાર પિંછાના આધારથી ઉડવા પ્રયત્ન કરશે; માટે બાળલગ્નની જાળો જ્યારે તોડી નાંખી કન્યા પંખીણીઓને સમજતી કરી વય, વિચાર, કુળ, શિયળ અને ડહાપણથી સરખામણી કરી તેને પરણાવવામાં આવશે તોજ તે પોતાનો સંસાર દીપાવી શકશે."

"અનસૂયા ! સુકુમાર બાળાને એક બોખલા ખત્રીસ સાથે

પરણાવીને કહેશે કે બ્હેન સ્વામીનાથને પ્રભુ માની પતિવ્રત પાળો અને પતિની પૂજા કરો અને કોઈ યુવાન બાળાને પાંચ વરસના ઢીંગલા સાથે પરણાવીને કહેશે કે ધણીની ચાકરી કરો; શૉકયની શૂળી ઉપર પોતાની પામર કન્યાને દઇને કહેશે બ્હેન ધણીને પજવીશ નહિ, સાસુ સસરાની સેવા કરજે અને ઘરમાં બીલકુલ કલેશ કરીશ નહિ; આ સિદ્ધાન્તો કોઈ પણ કાળે કોઈ પણ ભગીરથ પ્રયત્ને કન્યાના મનમાં ઉતરશે નહિ. જતે દિવસે કન્યાને અવસર મળતાં દુનિયાને લાત લગાવી પોતાના મનનો રસ્તો કરશે, માટે માબાપોએ અને વડીલોએ વરકન્યાના મનની સરખામણીનો ખાસ કરીને વિચાર કરવો અને પછી તેમને લગ્નના ધુંસરામાં જોડવાં. વિચાર વગર લગ્ન કરવાથી વર કન્યાઓના મનમાં હરિફાઇ, લડાઇ અને સ્વચ્છંદીપણું ઉત્પન્ન થાય છે અને તેથી તેમનામાંથી તે વખતે જે પ્રેમ, આમન્યા, લજ્જા, વિનય, સદ્‌બુદ્ધિ અને કુળના ટેકનું અભિમાન અલૌકિક રીતે અદૃશ્ય થઈ જાય છે તે કોઈ પણ કાળે સતત પ્રયત્નથી પુનર્જન્મ અને દારૂણ દુઃખ સિવાય આવતાં નથી."

"કુંદનબ્હેન! હવે કઢાપો જવા દો. તમે પાસ થયાં તેની ખુશાલીમાં લ્યો આ ગુલાબ!"

"લાવ બ્હેન! તારૂં ગુલાબ હું આનંદથી આજ લઉંછું."

"કુંદન! તારૂ મન પણ ગુલાબ, તન પણ ગુલાબ અને વિચાર પણ ગુલાબ માટે લે આ ગુલાબ લઇ ગમગીની દૂર કર."

આહા ગુલાબ, ગુલાબ! તારામાં કેવી સુકુમારતા અને નાજુકાઇ છે? આવી કોમળતા અને નાજુકાઇ કન્યાઓનાં માબાપના મનમાં ક્યારે આવશે? તેમના વિચાર ગુલાબ જેવા

કોમળ ક્યારે થશે ? આહા ગુલાબ, ગુલાબ ! ગુલાબ તારામાં કેવી મીઠી મધુરી અને મોહક સુગંધી છે ? આહા વરકન્યાનાં માબાપ ક્યારે આવી વરકન્યાનાં મન, પ્રેમ અને સંતોષ ગુલાબની મીઠી સુગંધી લેતાં શીખશે ? આહા ગુલાબ, ગુલાબ ! તારી પાંખડીઓ કેવી સુંદર અને હળીમળી બીડાએલી છે ? આહા વરકન્યાનાં માબાપ પોતાના સંતતિ ગુલાબના છોડને હૃદયનાં પ્રેમ, વય, ગુણ, રૂપ અને શીલની સરખામણીનાં મધુરાં પાણી ક્યારે પાશે ? તેમનામાં યોગ્ય વયનાં ખાતર પૂરી ગુલાબને ક્યારે આવું પાંખડીવાળું સુકોમળ કરશે ? આહા ગુલાબ, ગુલાબ ! તારા પુંકેસરની માફક વડીલો વરકન્યાના પ્રેમ પુંકેસરનું ક્યારે જતન કરશે ? આહા ગુલાબ, ગુલાબ ! તારા છોડના કાંટા જેમ તારાથી દૂર થયા છે તેમ વરકન્યાના ગુલાબ વડીલો છોડના સ્વાર્થી કાંટા ક્યારે દૂર થશે ? અહા ગુલાબ, ગુલાબ ! તારો જેમ જગત્ પ્રેમથી સ્વિકાર કરી આનદં માને છે તેમ વરકન્યાના દાંપત્ય પ્રેમ અને સુખગુલાબનો સ્વિકાર કરી વડીલો ક્યારે આનંદ પામશે ? ”

“ કુંદન ! કુંદન ! હવે દીલગીરી દૂર કરો, પરમાત્મા સૌ સારાં વાનાં કરશે. તમારા કહ્યા પ્રમાણે સુધારા થવામાં વધારે વખતની જરૂર છે; જ્યારે વખત આવશે ત્યારે જગત્ એની મેળે સીધું ચાલશે. આહા ! મારી કોમળ કુંદન હવે દિવસે દિવસે નિસ્તેજ થતી જાય છે. બ્હેન ! આમ કઢાપા કરી કરી કુંદનકાયાને કરમાવી નાંખશો ? ” કહી જાસુદ અને અનસૂયા કુંદનને દિલાસો આપવા લાગ્યાં; તેમના મુખમાંથી નીકળી પડ્યું કે, “ આ તે મુગ્ધા કે દુગ્ધા ? ”



# પ્રકરણ ૬ ઠું.



## સુધરેલી સફાઇ કે વિફરેલી બેવકૂફાઇ?



### દોહરો.

જૂનાની નિંદા કરી ધરે નવા પર પ્યાર,
ખુબી નવાની ના લહે એ મૂરખ સરદાર.



જમાનાના જાલીમ જોરમાં, સ્વતંત્રતાના હદ બહાર દોરમાં અને સુધારાના ફૅશનભર્યા તોરમાં જે દેખાદેખી પોતીકા કુલાચાર પરહરી ફસાય છે તેની જગત્માં અજા કંઠે આવેલા આંચળ સમાન ગતિ થાય છે.



સંગત કરશે તેવી રંગત અંગે નીત ચડશે,
હીંગ ગંધ નવ ટળશે, પયમાં પત્થર નવ ગળશે;
કેતકી કદી નવ ફળશે, કેસુડે વાસ નવ મળશે,
ભલે વાંચશે ગીતા ગુણકા તોય પાપમાં પડશે.

લસણના છોડમાં કસ્તુરીનું ખાતર નાંખો, કરિયાતાના ક્યારામાં સાકરનું પાણી રેડો, હિંગનો ગંધ ટાળવા સારૂ લવિંગનો પાસ આપો, કોયલાને ઉજળા કરવા સારૂ દુધથી ધુઓ અને ખરેરા દૂર કરવા સારૂ ખરને સો મણ સાબુથી સ્નાન કરાવો પણ સંસ્કાર વિના કુસંગતની રંગત ટળતીજ નથી.

*  *  *  *

" અવનિમાં આનંદ સતીને શિયળમાં,
સતીનું સાચું ધન પતિનું તન જો:—૦
પ્રિતે પતિવૃત પાળે નીતે પતિને પ્રભુ સમ જાણે જો,
ધન્ય ધરામાં તે દારાને સ્વર્ગ સમુ સુખ માણે જો:
શાસ્ત્રમાં લખિયાં એહ વચન જો:—૦
દુરિજન સંગત દુર કરીને સજ્જન શિખ સમરિયે જો,
કેણુ કંથનું કાને ધરતાં આ ભવસાગર તરીએ જો;
સતીઓનું શરણુ સ્વામીના ચરણુ જો:—૦ "

સતી સીતા.

આહા! જમાના જમાનાં તારી પણુ બલિહારી છે! એક વખતે આ આર્યભૂમિમાં અનસૂયા, તારા, દમયંતી, સીતા લોપામુદ્રા, સાવિત્રી અને દ્રૌપદી જેવી સન્નારીઓને નિપજાવી આર્યભૂમિની કીર્ત્તિ દિગ્દિગાન્તરે દીપાવી દીધી છે અને અધુના આર્યભૂમિને ભાર કરનારી અર્ધદગ્ધ આર્યાઓને બનાવી છે, કે જેઓ આર્ય મટી નિરંતર અનાર્ય બનવાનાજ પ્રયાસો આદર્યા કરે છે. કાળ કાળ તારી પણુ અજબ ગતિ છે. સુધારા સુધારા તેં પણુ તારૂં સાચું સ્વરૂપ સંતાડી કૃત્રિમ સ્વરૂપના ફંદમાં અર્ધદગ્ધ સ્ત્રીઓને ફસાવીને આર્યબાળાઓના સુખનું સત્યાનાશ વાળ્યું છે. મારી કેસર અને કપિલા બ્હેનોએ તો કેવળ સુધારાને વશ થઈ લાજ મલાજાનો ત્યાગ કરી દીધો છે, તેમાં કેસરબ્હેને તો જુલમજ કરી નાંખ્યો છે અને નવનિત કાકા તથા ગિરજા-કાકીએ તો દાટ વાળી નાંખ્યો છે.

"કેસર કેસર! તેં આ કાળું કર્મ કર્યું છે, પત્નિના પરમ ઈશ્વિર રૂપ મનાતા પતિનો તીરસ્કાર કરી માબાપને આડુંઅવળું સમજાવીને જયન્તીલાલને ઘરમાંથી દૂર કરાવ્યા છે. ગંગા સ્વરૂપ વૃદ્ધમાતા મણીલક્ષ્મીનું અપમાન કરી તેમને એક ઘરડાં ઠચરાં બેવકુફ તરીકે હસાવી કહાડ્યાં છે. હરિ, હરિ, હરિ! કેસર-બ્હેન તમે આ પાપમાંથી ક્યારે મુક્ત થશો?

અરેરે! કેળવણી, કેળવણી, આવી અર્ધદગ્ધ આર્યાઓ તને કલંકિત કરે છે. રમણિકલાલ જેવા પવિત્ર ધર્મચુસ્ત પ્રમાણિક અને સત્યવક્તા શિક્ષકના ઉમદા શિક્ષણની પણ કાંઈ અસર તેને થઈ નહિ. અરે! નજ થાય, તેના જેવી અર્ધદગ્ધ આર્યાઓને તો વિરંચી જેવા શતગુરૂઓ મળે તો પણ તેતો તેની તે! આધુનિક જમાનોજ અજબ છે. ચાલુ જમાનામાં આજકાલની આર્યબાળાઓ અંગ્રેજી કેળવણી લઇને ધર્મ, નીતિ અને સંસારનું ઉમદા જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ તેને બદલે કેળવણીનો ઉલટો ઉપયોગ કરે છે. ફક્ત તેઓ અંગ્રેજી થોડું ભણે અગર વધારે ભણે પણ ટાપટીપ અને ફૅશનથી દૂર રહે તોજ ઘણું સારૂ; પણ ભણતર ભણતરને ઠેકાણે રહે છે અને ભામનીઓના ભિતરમાં ફૅશનનાં ચણતર ચણાઈ જાય છે, કેમકે:—

" આજ કાલની આર્યબાળાઓ શીખે ભણતર સારૂં,
નવિન નવિન ને પ્યારૂં માને જૂનું છે તે નઠારૂં;
ધર્મને ધક્કે નીત મારે ધણીને નોકર સમ ધારે. "

" સાચો સુધારો નોનસન્સ, ગો વે, વેલ કમ ઓનમાં આવ્યો.
વેરી ગુડ, પ્લીઝ, સર, ગુડ મૉર્નીંગ ને ગુડ બાઈ નોમાં સમાયો;

" કર્યાં છે આર્યજનો અંધા, બનાવ્યા સ્વચ્છંદી સંધા. "

આ પ્રમાણે કુસુમ અંતરના ઉદ્‌ગાર કાઢી કેસરના બનાવ પ્રત્યે અણગમો બતાવી રહી છે. સમય સાંજના સાડાપાંચ વાગતાનો છે. કુસુમને ભણાવનાર રમણિકલાલ માસ્તરને આવવાનો સમય થયો છે. મેટ્રીકમાં પોતે પાસ થઈ તેને વાસ્તે કુસુમના મનમાં કાંઈ પણ જાતનો હરખ શોક થતો નથી. સુધારાના પવન પર ચઢેલી કપિલા અને કેસરને વાસ્તે કુસુમ ઘણોજ કઢાપો કરી રહી છે. જયન્તીલાલના અપમાનથી કુસુમને ઘણુંજ લાગી આવ્યું છે; અંગ્રેજી કેળવણી પરથી તેનો ઘણો ખરો પ્રેમ ઓછો થઈ ગયો છે. આર્ય બાળકોને સંસાર વ્યવહારમાં નાંખતા પહેલાં જો તેમના હૃદયમાં ધાર્મિક સંસ્કાર આપવામાં આવે તો તેમનો ઘરસંસાર ઘણોજ સુખરૂપ નીવડે; પોતપોતાની ફરજોથી સ્ત્રી પુરૂષ દરેક જણાં માહીતગાર થાય. પિતા પ્રત્યે, પતિ પ્રત્યે, ભાઈ પ્રત્યે, પુત્ર પ્રત્યે, દીયર પ્રત્યે અને વડીલો તથા કુટુંબ પ્રત્યે પોતાનો શો વિવેક છે, ધર્મ છે અને ફરજ છે ? તેની તમામ માહિતી ધાર્મિક કેળવણીથી જેટલી સ્ત્રીજાતિને મળે છે તેનાથી સોમે અંશે પણ બી. એ., એમ. એ. ની અંગ્રેજી કેળવણીથી મળતી નથી; માતા પ્રત્યે, સ્ત્રી પ્રત્યે, બ્હેન પ્રત્યે, પુત્રી પ્રત્યે, માસ્રી પ્રત્યે, ફોઈ પ્રત્યે અને વડીલો તથા કુટુંબ પ્રત્યે પોતાનો શો પ્રેમ છે, વિવેક છે અને ધર્મ છે ? તેની જે કાંઈ ખુબી ધાર્મિક કેળવણીની જેટલી પુરૂષજાતિને મળે છે તેનાથી સોમે અંશે પણ સાંપ્રત સમયની ફૅશનભરી કેળવણીથી મળતી નથી એ ખુલ્લી રીતે હવે કુસુમને સમજાવવા લાગ્યું.

સુધરેલ, ઉડાઉ, છાકટો અને અનાચારથી ભરેલો ભરથાર મધુકર કુસુમને મળ્યો.હતો, તોપણ કોઇ પણ વખતે કુસુમ તેને વાસ્તે અસંતોષ કે અણગમો બતાવતી નહોતી; તેતો નિરંતર તેને પરમાત્મા સમાન માની તેની ભક્તિજ કરતી હતી. અત્યારે કુસુમ ઘડીઆળમાં જોઇ માસ્તર આવવાનો સમય થયો જાણી સતીધર્મનો ગરબો લલકારવા લાગી:-

" સતિને પતિ તણી છાંયા સુખકારરે,
પતિ છે સતિનો સાચો શણગારરે;
પતિથી સતિ સંસાર તરનારરે,
પતિથી સતિ ધર્મ કર્મ કરનારરે:-૦

કર કંકણુ નયનની કીકી રૂપાળી,
કાયા વાડીમાં પતિ વનમાળી;
સુખના પ્રસંગે સુખ ભરનારરે,
દુઃખના પ્રસંગે દુઃખ હરનારરે:-૦

સ્વામી સેવાથી સતિ શ્રીહરિ રિઝાવે,
સતિના સત્યે હરિ ઘર શોધી આવે;
અડસઠ તીર્થ ચર્ણ ભરથારરે,
ચર્ણ સેવ્યાથી મોક્ષ મળનારરે:-૦ "

" કુસુમબ્હેન છો કે ? "
" આવો આવો માસ્તર પધારો ? "
" બ્હેન ! તમે મેટ્રીકમાં પાસ થયાં. "
" આપના ઉમદા શિક્ષણમાં શી ખામી રહે ? "
" આ કયું પુસ્તક છે ? શું નવું લાવ્યાં ? "

"હાજી તે સતીગીતા છે લ્યો તેના શ્લોકો મને સમજાવો!" કહી સતીગીતા માસ્તરના હાથમાં મૂકી.

રમણિકલાલે કલાક સુધી તેનાં પાનાં ઉથલાવ્યાં અને ઉપર ઉપરથી તેના શ્લોકો વાંચી ગયો; શાસ્ત્ર પુરાણોમાંથી ચુંટી કહાડેલા શ્લોકો જોઈ તે ઘણોજ આનંદ પામ્યો અને કુસુમ ભણી જોઇ કહેવા લાગ્યો:—"કુસુમબ્હેન! આ પુસ્તક ઘણુંજ ઉત્તમ છે. સન્નારીઓએ નિરંતર આ પુસ્તકના શ્લોકોનું શ્રવણ મનન અને વર્તન કરવું જોઇએ!"

"બહુ સારૂં, આપ તેમાંથી થોડાક શ્લોક સમજાવો જોઇએ."

"ઘણી ખુશીથી લ્યો સાંભળો:—

"नित्यं तु भर्तर्यौत्सुक्यात्तत्पादोदकमीप्सितम् ।
भक्ति भावेन सततं भोक्तव्यं तदनुज्ञया ॥"

આનો ભાવાર્થ કરો જોઇએ!

"પતિવ્રતા કુલીન કાન્તાઓએ હમેશાં પોતાના પતિને વિષે ભક્તિ રાખવી જોઇએ, હમેશાં તેના ચરણકમળ ધોઈ તે ચરણોદક માથે ચડાવવું તથા પીવું અને ભક્તિથી પતિને પ્રથમ જમાડી પછી તેની આજ્ઞાથી પોતે જમવું." કેમ બરાબર છે કે કાંઇ દોષ છે?

ના બરાબર છે, ચાલો આ શ્લોકનો અર્થ કરો.

"व्रतं तपस्यां देवार्चां परित्यज्य प्रयत्नतः ।
कुर्याच्चरणसेवा च स्तवनं परितोषणम् ॥"

જુઓ સાંભળો:—

"પતિવ્રતાઓએ વ્રત તપસ્યા અને દેવ પૂજનને મૂકી

પોતાના પતિનીજ પ્રયત્નથી પૂજા કરવી, તેની સ્તુતિ કરવી અને તેનેજ પ્રસન્ન કરવા." કેમ કાંઈ ભૂલ છે?

ના જુઓ:-

" तदाज्ञारहितं कर्म न कुर्यां द्वैरतः सती ।
नारायणात्परतरं ध्यानेतसततं पतिम् ॥ "

ઓહો! એ તો સહેલો છે, જુઓ:-"સતિ પોતાના પ્રાણનાથની જે કામમાં આજ્ઞા ન હોય તે કામ ઉપર વે'ર રાખી કદી પણ કરે નહિ અને પતિને નારાયણથી પણ અધિક ગણી તેનું ધ્યાન કરે." કેમ કાંઇ દોષ છે?

ના જુઓ:-

" वरं भूषाधरं चैव सुवेषं पुरुषं परम् ।
यात्रामहोत्सवं नृत्यं नर्तकं गायनं व्रजेत् ॥
परक्रीडां च सततं न हि पश्यति सुव्रता । "

"પતિવ્રતા સ્ત્રી વસ્ત્ર આભૂષણ ધરનાર પરપુરૂષની સામું જોતી નથી, યાત્રા મહોત્સવ મેળા વગેરે જોવા જતી નથી, દેવાલયમાં જતી નથી, સાધુ સંન્યાસીનાં દર્શન કરતી નથી નાચ તમાસા જોતી નથી, ગાયન સાંભળતી નથી અને પારકી રમત પણ જોતી નથી.

શાબાશ હવે સંસ્કૃતનું જ્ઞાન જરા જરા વધવા માંડયું. ચાલો આનો ભાવાર્થ કરો:-

" यद्भक्ष्यं स्वामिनां नित्यमेतदेवा हि योषिताम् ।
न हि त्यजेत्तु तत्संगं क्षणमेव च सुव्रता ॥ "

"જે સ્વામી જમે છે તેજ પતિવ્રતા જમે છે અને ક્ષણ-

માત્ર પણ પોતાના પ્રિયતમથી પતિવ્રતા જુદી પડવા ઇચ્છતી નથી." કેમ બરાબર ?

હા.

" **उत्तरे नोत्तरं दद्यात्स्वामिनश्च पतिव्रता ।**
**न कोपं कुरुते शुद्धा ताडिता चापिकोपतः ॥** "

"પતિવ્રતા પોતાના સ્વામીના સામો ઉત્તર આપવા તૈયાર થતી નથી, એટલુંજ નહિ પણ પોતાનો પતિ કોઇ વખત કોપથી મારે તોપણ પતિવ્રતા પોતાના પતિ ઉપર કોપ કરતી નથી." કેમ કાંઈ દોષ છે ?

ના હવે આ શ્લોકનો અર્થ કરો જોઇએ.

" **क्षुधितं भोजयेत्कांतं तृषितं पाययेज्जलम् ।**
**न बोधयेत्तं निद्रातं प्रेरयेन्नैव कर्मसु ॥** "

" પોતાના કાન્તને ક્ષુધા લાગે ત્યારે તેમને ઉત્તમ ભોજનથી તૃપ્ત કરવા, તેમને તૃષા લાગે ત્યારે શીતળ સુગંધી જળ પાવું, તે નિદ્રામાં હોય તો તેમને જગાડવા નહિ અને કોઇ વખતે કાંઇપણ કામ તેમને બતાવવું નહિ"

" **पुत्राणां च शतगुणं स्नेहं कुर्यात्पतिं सती ।**
**पतिर्बंधुर्गतिर्भर्ता दैवतं कुलपोषितः ॥** "

"સતી સ્ત્રી પોતાના પુત્ર ઉપર જે સ્નેહ સ્વાભાવિક હોય તેથી શતગુણ અધિક પોતાના પ્રાણપ્રિય ઉપર રાખે છે, કારણ કે કુલીન સ્ત્રીઓને બંધુરૂપ, ગતિરૂપ, ભરણપોષણ કરનારરૂપ અને દૈવતરૂપ પણ પતિજ છે."

" शुभं दृष्ट्वा सुधातुल्यं कांत पश्यति सुंदरी ।
सस्मितं वदनं कृत्वा भक्ति भावेन यत्नतः ॥ "

" પતિવ્રતા સ્ત્રી ભક્તિભાવથી હસતું મુખ રાખી પોતાના પ્રાણપતિને અમૃતની પેઠે જુએ છે એટલે જેમ અમૃત જોતાં દૃષ્ટિ તૃપ્ત ન થાય તેમ પતિવ્રતાની દૃષ્ટિ પતિને નિરખતાં તૃપ્ત થતી નથી."

આ પ્રમાણે સાધ્વી કુસુમ રમણિકલાલ આગળ સતિ-ગીતાના શ્લોકો વાંચી રહી છે, તે દરમ્યાન ગૃહમાતા મણીલક્ષ્મી દીલગીરીભર્યા દેખાવે નીચેના ઉદ્ગાર કાઢતાં કુસુમના અવાસમાં દાખલ થયાં.

" અહા ! મારી કુસુમ અને કુંદન સિવાય આખું કુટુંબ સુધારાના પવન પર ચઢી વંઠી જવા બેઠું. કેસર તો હદપાર જતી રહી, કપિલા પણ તેની સોબતે ચઢી ખરાબ થઇ અને કાન્તાને પણ સંગતનો રંગ ચઢવા લાગ્યો. જેનાં માબાપ અને વડીલો સુધારાના સારથી અને સ્ત્રીસ્વતંત્રતાના હિમાયતી હોય તેની સંતતિ અંકુશમાં રહેવી ઘણીજ મુશ્કેલ છે. મારો નવનિત વંઠી સુધારાના શિખર ઉપર જઇને બેઠો. તેની જોડે તેની સ્ત્રી અને કેસર પણ જઇને બેઠાં. આ કુસુમનો બાપ જ્યાં સુધી તેની જુની સ્ત્રી હયાત હતી ત્યાં સુધી આ છચોક સુધારામાં રંગાયો નહોતો; જો કે બ્હાર જઇને સુધારાની સભામાં તે ગમે તેમ બોલતો હતો પણ ઘરમાં મારી અને જુનીની ધાકથી દબાઇ જતો; પણ હાલમાં જુનીના મુઆ પછી તે હદબહાર નિર્ભય બની તેની નવી જોડે સુધરી ગયો છે. કુસુમને નાનપણથી તેની

સ્વર્ગસ્થ માતા અને મારા તરફથી ધાર્મિક અને નૈતિક કેળવણી સારી રીતે મળેલી છે તેથી સુધારાની રંગત તેને લાગી નથી. આમાં એની માતા અને મહા પ્રભુનો પ્રતાપ છે. કપિલા અને તેનાં માબાપ તે તો અચ્છી રીતે સુધરી ગએલાં છે એટલે મારે હવે કોઇને કહેવાનુ રહ્યું નથી. જ્યાં મારા કર્મનો વાંક છે ત્યાં કોઇ શું કરે ? મારા નાથ–ડોસા જ્યાં હૈયાફૂટા અને સુધારાના સારથી છે ત્યાં કોની ધાક કોઈ ઉપર બેસે ? હરિ, હરિ, હરિ ! હવે મારા ઉપર અનુગ્રહ કરી મારી જીવનમુક્તિ કરે તો મને ઘણોજ સંતોષ થાય. હવે હું જીવનને ચ્હાતી નથી. સદાચારી કુટુંબમાં ધર્મપરાયણ અને કર્તવ્યપરાયણ જીવન એજ મનુષ્યનું ઉત્તમ જીવન છે. જ્યાં આત્મભાન–સ્વફરજની પિછાન નથી ત્યાં ઉત્કર્ષતા હમેશાં દૂર રહે છે. જ્યાં નીતિની ન્યૂનતા છે ત્યાં સુખની સંપૂર્ણ શૂન્યતા છે. લાવ હવે હું જરા છુપાઇ રહી કુસુમ અને રમણીકલાલનો વાર્તાવિનોદ–વિદ્યાભ્યાસ શ્રવણ કરૂં ! ” કહી મણીલક્ષ્મી છાનાંમાનાં કમાડઓથે છુપાઇ રહી સાંભળવા લાગ્યાં.

“ पुरुषाणां सहस्रं सती स्त्री च समुद्धरेत् ।
पतिः पतिव्रतानां च मुच्यते सर्वपातकात् ॥ ”

“ સતી સ્ત્રી હજાર પુરૂષનો ઉદ્ધાર કરે છે, પતિવ્રતાનો પતિ સર્વ પાપથી મુક્ત થાય છે. ”

“ नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ।
तया सार्द्धं च निष्कर्मी मोदते हरिमंदिरे ॥ ”

“ સતી સ્ત્રીના પતિને સતીના વ્રતના તેજથી કર્મ ભોગવવું પડતું નથી, તે તો નિષ્કર્મ થઇ પોતાની પતિવ્રતા સ્ત્રી સાથે વિષ્ણુલોકમાં સુખ ભોગવે છે. ”

"पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि ।
तेजश्च सर्वदेवानां मुनीनां च सतीषु च ॥"

"પૃથ્વીમાં જેટલાં તીર્થ છે, તે તમામ સતીના ચરણમાં છે અને સર્વ દેવ તથા સર્વ મુનિયોનું તેજ પણ સતી સ્ત્રીઓમાંજ રહેલું છે."

"तपस्विनां तपः सर्वं व्रतिनां यत्फलं तथा ।
दाने फलं यद्दातॄणां तत्सर्वं तासु संततम् ॥"

"તપસ્વીઓનાં સર્વ તપનું ફળ, વ્રતવાળાનાં સર્વ વ્રતોનું ફળ અને દાતારનાં સર્વ દાનોનું ફળ સતી સ્ત્રીઓ વિષે રહેછે."

"स्वयं नारायणः शंभुर्विधाता जगतामपि ।
सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च संततम् ॥"

"શ્રી નારાયણ, શ્રી શંકર, શ્રી બ્રહ્માજી, સર્વ દેવ અને સર્વ મુનિયો તથા લોકો સતી સ્ત્રીથી સદૈવ ભય પામે છે."

"સતીના ચરણની રજથી પૃથ્વી તરત પવિત્ર થાય છે. પતિવ્રતાને નમસ્કાર કરવાથી માણસ પાપમાંથી મુક્ત થાય છે. મહા પુન્યવાળી પતિવ્રતા જો કોપ કરે તો પોતાના તેજથી ક્ષણમાત્રમાં ત્રણ લોકને પણ બાળી ભસ્મ કરવાને સમર્થ છે. પતિવ્રતાનો પતિ અને પુત્ર સર્વદા નિ:શંક રહે છે તેને દેવથી કે યમથી કાંઇ પણ ભય રહેતો નથી. હજારો જન્મથી જે પુન્યશાળી અને ભાગ્યશાળી હોય છે તેનાજ ઘરમાં પતિવ્રતા જન્મ લેછે. પતિવ્રતાની માતા તે પુત્રીના જન્મથીજ પવિત્ર થાય છે અને પિતા જીવનમુક્ત થાય છે; માટે પતિવ્રતાને પંથે પળનાર પ્રવિણ પ્રેમદાઓએ પ્રાત:કાળમાં ઉઠી રાતનાં વસ્ત્ર પરહરી

બીજાં વસ્ત્ર પહેરી પોતાના પ્રિયતમને પ્રણામ કરી તેની સ્તુતિ કરવી. ઘરનું કામકાજ કરી લઇ સ્નાન કરી ધોએલ વસ્ત્ર પહેરી ધોળું પુષ્પ હાથમાં લઈ ભક્તિથી પોતાના પતિની પૂજા કરવી, પવિત્ર અને નિર્મળ જળથી પોતાના પતિને સ્નાન કરાવી તેને ધોયેલ વસ્ત્ર પેરવા આપી તેના પગ પતિવ્રતાએ હર્ષથી ધોવા." લ્યો ચાલો આ શ્લોકનો ભાવાર્થ કરો.

" आसाने वासयित्वा च दत्वा भाले च चंदनम् ।
सर्वांगलेपनं कृत्वा दत्वा माल्यं गलेपि च ॥ "

"આસન ઉપર પતિને બેસાડી કપાળમાં ચંદન કરી સર્વાંગે ચંદનલેપ કરી ગળામાં પુષ્પની માળા પહેરાવવી."

" सामवेदोक्तमंत्रेण भोगद्रव्यैः सुधोपमैः ।
संपूज्य भक्त्या कांतं स्तुत्या च प्रणमेन्मुदा ॥ "
' ॐ नमः कांताय शांताय सर्वदेवाश्रयाय स्वाहा '

"શામવેદમાં કહેલ જે નીચે મંત્ર છે તેથી અમૃત જેવા ભોગના પદાર્થોથી ભક્તિવડે પૂજા કરી હર્ષથી પ્રણામ કરી ॐ નમ: કાન્તાય શાન્તાય સર્વ દેવાશ્રયાય સ્વાહા કહેવું." કેમ બરાબર છે કે કાંઈ દોષ છે?

"ના."

" इत्यनेनैव मंत्रेण दत्वा पुष्पं च चंदनम् ।
पाद्यार्घ्यं धूपदीपौ च वस्त्रं नैवेद्यमुत्तमम् ॥ "

"ઉપર કહેલા મંત્રથીજ પુષ્પ, ચંદન, પાદ્ય, અર્ઘ્ય, ધૂપ દીપ અને ઉત્તમ નૈવેદ્ય અર્પણ કરવું."

जलं सुवासितं शुद्धं तांबूलं च सुवासितम् ।
दत्वा स्तोत्रं पठेद्यत्कृतं वै पाठ्यमेव च ॥

'સુગંધથી સુવાસિત જળ તથા સુવાસિત તાંબુલ અર્પણ કરી પાઠે કરેલ પતિ સ્તોત્રનો પાઠ કરવો.'

ॐ नमः कांताय भर्त्रे च शिरश्चंद्रस्वरूपिणे ।
नमः शांताय दांताय सर्वदेवाश्रयाय च ॥

'મારૂં ભરણ પોષણ કરનાર, મારા મસ્તકના ચૂડામણિરૂપ, મનને શાંત રાખનાર, ઇન્દ્રિઓને જીતનાર અને સર્વ દેવના આશ્રયરૂપ મારા પ્રાણવલ્લભને હું પ્રણામ કરૂં છું.'

नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥

'બ્રહ્મારૂપ, શિવરૂપ, નમવા લાયક, પૂજવા લાયક, અને હૃદયના આધારરૂપ મારા પ્રાણપ્રિયને હું પ્રણામ કરૂં છું.'

पंचप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानंदरूपिणे ॥

'મારા પાંચ પ્રાણના અધિદેવરૂપ, મારા નેત્રના રત્ન રૂપ, મારા જ્ઞાનના આધારરૂપ અને પરમાનંદરૂપ મારા પ્રાણપ્રિયને હું પ્રણામ કરૂં છું.'

पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिर्देवमहेश्वरः ।
पतिश्च निर्गुणाधारो ब्रह्मरूप नमोस्तु ते ॥

'પતિ બ્રહ્મરૂપ છે, પતિ વિષ્ણુરૂપ છે, અને પતિજ મહેશ્વરરૂપ છે. નિર્ગુણના આધારરૂપ પરબ્રહ્મ પણ પતિજ છે માટે હું

આપને પ્રણામ કરૂં છું.'

**क्षमस्व भगवान् दोषं ज्ञानाज्ञानकृतं च यत् ।**
**पत्नीबंधो दयासिंधो दासीदोषं क्षमस्व मे ॥**

'હે ભગવાન્! જાણુતાં અજાણુતાં જે કાંઇ મારાથી દોષ થયો હોય તે ક્ષમા કરો. હે પત્નીબંધો, હે દયાસિંધો ! હું આપની દાસીછું માટે મારો દોષ ક્ષમા કરો.'

"બ્હેન આ પ્રમાણે સતી ગીતાનું રહસ્યછે; તેમાંનું ઘણું-ખરૂ મેં તમને અત્યારે સમજાવ્યું છે, તે તમે પછીથી વાંચજો અને તેનું મનન કરજો. લ્યો હું હવે જાઉંછું. તમારે વાંચનમાં કાંઇ પૂછવું છે ?"

"ના ગુરૂ ના ! હવે આપ સુખેથી પધારો. આજતો આ બ્હેન ઉપર ઘણી કૃપા કરી, હું આટલું બધું રહસ્ય આ ગ્રંથનુ સમજતી નહોતી, પણ તમે રહસ્યની રેલમછેલ કરી દીધી છે!!"

"લ્યો બ્હેન જાઉંછું!"

"હા ભાઇ પધારો !" રમણિકલાલે જેવું જવા માંડયુ કે તરતજ ગૃહમાતા મણીલક્ષ્મી હરખાતાં પ્રગટ થયાં અને રમણિકલાલને ધન્યવાદ આપવા લાગ્યાં."

"ધન્ય છે, ધન્ય છે માસ્તર રમણિકલાલ ધન્ય છેતમારા જેવા પવિત્ર શિક્ષકોને ! ધન્ય છેતમારા ભણતરને અને ધન્ય છે તમારા શિક્ષણને ! સાક્ષર સંઘવી શિક્ષકને વાસ્તે સારા ઉદ્ગાર કાઢી ગયાછે તે તમારા જેવા પવિત્ર શિક્ષકોથી પરિપૂર્ણ રીતે પૂરવાર થાય છે. * * * *

'તનતર ને મનતર બને, તેથી ધન તર થાય;
એ ત્રણ તર જેથી બને, તે ભણતર કહેવાય.
ધારે નહીં સ્વધર્મને સેવે બાળક લગન;
એજ દેશના શિક્ષકો સમજી લેવા અગ્ન.
તવાઇ ગયેલી જ્યાં પ્રજા, ભણતરનો બહુ ભાર;
એજ દેશના શિક્ષકો, ગણવા ખરા ગમાર.
ટાપટીપ વિદ્યા ભણી, શીખે શિષ્ય સમાજ;
એજ દેશના શિક્ષકો, સમજો પશુ સરખાજ.
નિર્ધનતા ને મરણનો, ભય માને જ્યાં લોક;
તેજ દેશના શિક્ષકો, સરજાવે છે શોક.
કરે એશઆરામ પણ દે ન દેશનું નામ;
એજ દેશના શિક્ષકો હરામખોર હજામ.
પતિ પૂજ્યે પદવી ધરે ગ્રહે અવરના હાથ;
તેજ દેશના શિક્ષકો નકટા નરના નાથ.
વગર ભણી જ્યાં વ્યંતરી ભણેલી તે પણ ભૂત,
તેજ દેશના શિક્ષકો તત્ત્વ રહિત તાબૂત.
કલમ એકલી કર ધરે તજી બેસે તલવાર;
તેજ દેશના શિક્ષકો વણસાડે ઘરબાર.
વિદેશીના સાળા બને, સ્વદેશના નહિ મિત્ર;
એજ દેશના શિક્ષકે ભૂમિ થાય અપવિત્ર.'

નગીનદાસ સંઘવી.

"તમારા જેવા પવિત્ર શિક્ષકોના શિક્ષણથીજ આ ભારત ભુમિનું યત્કિંચત્ માન જળવાઇ રહેલું છે. માસ્તર તમે અમારી પાંચે દીકરીઓને ભણાવો છો. પણ તમારા ઉત્તમ શિક્ષણની

અસર બધાંને કેમ સરખી થતી નથી ? ફક્ત કુંદન અને કુસુમ પરજ તમારા ઉત્તમ ઉપદેશની અસર થાય છે. જો કે તમારા શિક્ષણથી પાંચે જણીઓ મેટ્રીકમાં પાસ થઈ છે પણ પાંચેની નીતિ રીતિમાં આસમાન જમીનનો તફાવત જણાઇ આવે છે તેનું શું કારણ ?"

"માજી, કારણમાં એજ કે માબાપ તરફની ધાર્મિક કેળવણીની ખામી ! જેવી છોકરાંને માબાપની કેળવણી મળે તેવું તે ભણતર શીખે ! મેં અત્યારે સતી ગીતાના શ્લોકો કુસુમ બ્હેનને ભણાવ્યા તે શ્લોકો પ્રથમ કેસર બ્હેનને શીખવાડવા માંડયા ત્યારે તેમને પસંદ ન પડયા અને મને કહ્યું કે તમારી સ્રીને ભણાવો, આવા નોનસન્સવેડા, ધર્મ ઘેલછાની સ્ટુપીડીટી મારા આગળ કદી કરવી નહીં. કાન્તા બ્હેનને ભણાવવા માંડયાં ત્યારે તેમણે કહ્યું કે જુના વિચારનાં જંગલી અભણ ડોબાં મૂર્ખ બૈરાં આગળ આ પુરાણ શીખવવું, મને અસ્યામ્ તસ્યામ્ કહી સમજાવવી નહીં. કપિલા બ્હેનને ભણાવવા માંડયાં ત્યારે તેમણે ખુલ્લું કહી દીધું કે આ ડેડ લેંગ્વેજ મૃતભાષા સંસ્કૃતના લવારાથી તો મારૂં મગજ ફરી ગયું. કુંદન બ્હેને ઘણા આનંદની સાથે તમામ શ્લોકો મુખ પાઠ કરી દીધા, અને કુસુમ બ્હેનનું હૃદય તમે અત્યારે તપાસ્યું. માજી, જે જે વસ્તુનો જે જે અધિકારી છે તેને તે વસ્તુ સ્હેલાઈથી મળી શકે છે કેમકેઃ—"

* * * *

'જે જન ગુણથી અજાણ્યા, ગુણુજ્ઞની પણ નિંદા તે ઉચરે,
કિરાત કેરી કન્યા, ગજ મુક્તા તજી ગુંજા ગ્રહણ કરે.'

" ધન્ય છે માસ્તર, આપનું કહેવું યથાર્થ છે."

" માજી મારા કહેવાનું રહસ્ય જ્યારે સમય આવશે ત્યારે જોઇ લેશો."

" મેં તો જોએલું છે!"

" ભણી ગણી સુધરેલી હું નારરે ( ૨ )
બની ઠણી ફૅશનમાં ફરનારરે૦ "

" અરે આ સ્વર કોનો ?"

" માસ્તર આ સમય આવ્યો; જુઓ ! કુસુમની નવી માતા લલિતા અને રસિકલાલ સુધારાની કલબમાંથી ઘેર આવ્યાં !"

" ઓહો આટલો બધો તેમનો દમામ છે ?."

" હાજી ! હવે આખી રાત સુધારાસંહિતા તેમના મેડામાં વંચાશે !" આ વચન સાંભળી રમણિકલાલ વિસ્મય થઇ ગયો. દમામ અને પોઝીશનમાં ભાગી પડતી લલિતા રોફબંધ ફેન્સી છત્રી હાથમાં ઝાલી વાંકું ચુંકું શરીર મરડતી આવી, પાછળ રસિકલાલ લથડીઆં ખાતો ખાતો આવ્યો; લલિતા સુધારાના રંગમાં આવી સુધારાસ્તોત્ર લલકારવા લાગી; રસિકલાલ વાંકો વળી લલિતાનું લલિત વદનકમળ જોતો જોતો કેડે બે હાથ દઈ ઉભો રહ્યો. ગૃહમાતા, કુસુમ અને રમણિકલાલ પણ તમાસો જોતાં જોતાં ઉભાં રહ્યાં. લલિતાએ લલકારવા માંડ્યું, અને વચ્ચે વચ્ચે રસિકલાલે તાલ આપવા માંડ્યા, અને સુધરેલી તાલમેલમાં તમામ તાજુબ થયાં.

* * *

"ભણી ગણી સુધરેલી હું નારરે,
બની ઠણી ફૅશનમાં ફરનાર—૦
નહીં ફીઅર જરા ધરનારી,
બસ ડીઅર સાથ ફરનારી;
હોલ ડે ચીઅર ચીઅર કરનારી,
દીલ ધરૂ ન કોઈની કેર કરૂ બસ લ્હેર;
સુધારે સુધારી દઉં સંસારરે—૦"

"બસ, બસ, બસ, હુવે મારા જેવી ભણેલી ગણેલી સુધરેલી અલબેલી, ડાહી નિપુણ વિદ્વાન્ અને સ્વદેશાભિમાની ભામનીઓએ સુધારાની સમાજોમાં આગળ પડતો ભાગ લઈ જુના વિચારના બેવકુફ હિંદુઓને સમજાવી સમજાવીને સંસાર સુધારો કરવો, અને તે સુધારાથી હિંદુઓનો ઉદય કરી હિંદુસ્તાનને તેની આગલી આબાદી પર લાવવો, તેજ કર્ત્તવ્ય હવે મારે કરવાનું રહ્યું છે!"

"અલી નવી?"

"ઓહ યુ સ્ટુપીડ હસબન્ડ! અરે મુરખા જેવા તમે કેવા મીન હલકા શબ્દો વાપરો છો? શેઇમ! શરમ! અલી નવી, વોહ મીન્સ બાય નવી? આવું બોલતાં તમારી જીભ કેમ વઢાતી નથી? ગો આવે ફ્રોમ હીઅર!"

"અરે ભૂલ્યો, ભૂલ્યો, ભૂલ્યો, માઇ ડીઅર! પારડન મી! મારી વ્હાલી મને માફ કર!"

"હાં ધૅટ્સ ઈટ, તે બરાબર છે."

"ઓહ માય હાર્ટ, અરે મારા જીગર!"

"યસ નાઉ ધેર લાઇઝ ધી બ્યુટી. હા હવે તેમાં સુંદરતા મોડેસ્ટી આવી!"

"વેલ માય સોલ, વારૂ મારા પ્રાણ, જરા મારા વાસ્તે ભાખરી, વાઇન અને સ્વીટ પોટેટોઝ જોઇએ!"

"છટ્ નોનસન્સ! શું હું છઠ્ઠા ધોરણમાં પાસ થએલી, અંગ્રેજી પાંચમા ધોરણ સુધી ભણેલી અને ભવિષ્યમાં મેટ્રીક પાસ કરનાર, કૉલેજ જોઇન કરનાર તમને ભાખરી અને વાઇન આપું?! ઓહ નેવર. અરે કદી નહીં! ટેલ યોર ડોટર, તમારી દીકરીને કહો ઓર ટેલ યોર ઓલ્ડ ડેઇમ અથવા તમારી ઘરડી બુઢ્ઢીને કહો."

"કેમ માજી! જોઇ કેળવણી! કેવાં સુધારાનાં ફળો તેના સુધારકોમાં ફાલી રહ્યાં છે?"

"હા માસ્તર, તમારૂં કહેવું બરાબર છે. આવી જાતની સ્વતંત્રતાની હિમાયત કરનારી કેળવણી અને આવા અર્ધદગ્ધ માથાબોળુ સુધારકો આર્યસંસારનું સત્યાનાશ વાળશે, અને આવી ભણેલી ગણેલી વંઠેલી અને વતિપાત પ્રજાજ આર્યભૂમિની પાયમાલી કરશે!"

"વેલ માય ડોટર કુસુમ! જા જરા મારા વાસ્તે પેલા બ્રાઉનનાં બીસ્કીટ લાવ જોઇએ!"

"આ ચાલી પિતાજી!"

"અરે ડોશી! પેલું કબાટ ઉઘાડીને મારા વાસ્તે ડબલરોટી લાવો!"

"શાબાશ છે દીકરા, શાબાશ છે! સાઠ વરસની મા પાસે ડબલરોટી માગનાર દીકરા શાબાશ છે તને!"

અરે જાઓને છાનાંમાનાં લવારો મુકી દઈને, મેં જે તમને કરવાનું કહ્યું તે ઝટ કરોને! સાહ્લાં ઘરડાં ઠોચરાંને આખા ગામની પંચાત!

"આ તારી નવી વહુને પેલા બાજોઠ પર બેસારી તેની પૂજા કર અને પછી લાંબો થઈ તેને પગે લાગ એટલે હું તારૂં કામ કરૂં!"

"ઓહો તેમાં શું તમે નવાઈ માનોછો? અમે સુધારાવાળા તો સદા સ્ત્રીઓને એવીજ રીતે માન આપીએ છીએ! સ્ત્રીઓનું માન જાળવવામાં અમે અમારૂં માન જળવાએલું માનીએ છીએ. તેની તમને આજ નવાઈ લાગી કેમ? ચાલ દોસ્ત નવી, સીટ ડાઉન ઓન ધીસ પાટલા! બેસ આ પાટલા ઉપર, ચાલ તારી પૂજા કરૂં અને આવા સુધારાના હડહડતા શત્રુઓનાં મોં સદાને વાસ્તે શ્યામ કરૂં! ચાલ પછી તને પગે લાગી તારી આરતી ઉતારૂં." જય જય સુધારાની સાચી દેવી તારી કૃપાથીજ આ ભારત ભૂમિનો ઉદય થવાનો છે.

* * *

મારી સાચી સુધારાની શક્તિ દેવી,
જય આનંદ પામું તુજને સેવીઃ—૦
તારી આરતી ઉતારી કરૂં પ્રીતે પૂજા (૨)
આજ ઉડાવું સુધારાની હું ધ્વજા (૨)
કરી ભક્તિ ભાવેથી નિત મુક્તિ લેવીઃ—૦

અરે જુઠા સુધારાના હાંશિક હિમાયતીઓ તમારાં મોઢાં સહાને વાસ્તે કાળાં થએલાં છે. તમે ભણીગણીને એજ કરવાના છો!

"હા અમે એજ કરવાના છીએ તેમાં તમારે કેમ છે? ચુપ રહો ડોન્ટ બી વાઈઝ યુ ડફર. ડાહ્યાં ન થશો!"

વાહ બેટા વાહ! વાહ મારા સુધરેલા દીકરા ધન્ય છે તને! માને ડફર બેવકુફ ગાંડી કહેનાર અને બાયડીને ડાહી કહેનાર ધન્ય છે તારા ડહાપણને! હરિ! હરિ! હરિ!

## મરાઠી સાખી.

વૃદ્ધ માતાને ડફર કહીને વાઇઝ ગણી નિજ નારી,
ભણી ગણીને ધર્મ વિસાર્યો વાઈફને દેવી ઉચારી;
સુધારે નારીને નિતે, ઉતારી આરતી પ્રીતે
"લ્યો પિતાજી બીસ્કીટ!"

"ઓહ થેન્ક યુ માય ડોટર! શાબાશ છે મારી દીકરી! જા જરા પેલા કબાટમાંથી છરી કાંટો લાવ જોઇએ."

"આ ચાલી પિતાજી!"

"અલી નવી, તું રાંડ કરેછે શું? આ તારો નાવલો બીસ્કીટ માગે છે, છરી કાંટો માગે છે, ડબલરોટી માગે છે, તે તું લાવી આપતી નથી અને રાંડ થાંભલાની પેઠે ઉભી રહીને હસે છે કેમ? જરા શરમા!"

"તમે શરમાઓ તમે! ડોશી જો ઝાઝો લવારો કરશો તો ઇનસલ્ટ થશે, સમજ્યાં? તમે તમારી પોઝીશનમાં રહીને બોલો!"

"અરે જારે રાંડ પોઝીશનવાળી! તું શું મોં લઇને જીવે છે? રાંડ ઢાંકણીમાં પાણી લઈ ડૂબી મર!"

"ચૂપ રહો ડોકરી ચૂપ રહો! મારી વાઈફને તમારે કાંઇ

પણ કહેવું નહીં !"

"અરે નવી બા, તમે તમારા માનમાં રહીને બોલો; પિતાજી ! તમે કેમ બોલતા નથીં ! આ નવી તમારા દેખતાં કેવાં કુવાકયો માતુશ્રીને કહેછે ? તમે તેમના દીકરા થઇને શી રીતે સહન કરો છો ? શું તમે અંગ્રેજી ભણ્યા, સુધારામાં ભળ્યા માટે માને આમ દબાવ દબાવ કરો છો ?"

"કુસુમ દીકરા, તું છાની રહે ! મેટ્રીક પાસ થઇને કાંઈ સમજતી નથી ?"

"પિતાજી ! તમારી સદ્‌બુદ્ધિ કયાં ગઇ ? તમે અને નવી બાએ સુધારાની હીમાયત કરી ઘર ગધેડે ચઢાવ્યું !!"

"અલી નવી ! બીસ્કીટ ધણીને આપતાં ઘવાઈ ગઇ ! શાંડ ધણીના કામ સારૂ તારી કેડ જરા વાંકી ન વળી તો બીજાનું કામ તું શું કરવાની ? ઓહો હો હો બાસાહેબ અંગ્રેજી ભણ્યાં એટલે ધણીનું કામ કરતાં લાજ આવી ! કોણ જાણે કલબમાં જઇને કેટલીએ મડમોનાં બુટ સાફ કરી નાખતાં હશે !"

"ડોશી યાદ રાખો કે જ્યારે હિંદુ સંસારમાં સઘળી સ્ત્રીઓ અંગ્રેજી કેળવણી લઇને સુધારાની હિમાયત કરશે, કૉલેજનું નૉલેજ જ્ઞાન લેશે અને પોતે સુધારાની સમાજોમાં પ્રોમીનન્ટ આગળ પડતો ભાગ લેશે; સેલ્ફ સેક્રીફાઇસ જાતી ભોગ આપશે અને સુધારાને પોતાના ઘરમાં દાખલ કરશે ત્યારેજ આ પુઅર ઇન્ડીઆનું નસીબ ફરશે; ત્યારેજ આ ગરીબ હિંદુસ્થાન સુખી થશે !"

"પિતાજી શું સ્ત્રીઓ ભણી ભણી સુધારામાં ભળશે

તેથીજ દેશનો મોટો ઉદય થશે ? "

"ઑફ કોર્સ સો, અલગત એથીજ ભારત ભૂમિની ભામનીઓના ભણવાથીજ ભારત ભૂમિની અવદશા દૂર થશે, અને સુધારાની હિમાયત કરવાથીજ હીંદુઓની દરિદ્રતા ફીટી જશે !"

"પિતાજી ! તમારા મગજમાં જો એવા વિચારો હોય તો તે કાઢી નાંખો ! શું મેટ્રીક પાસ થયાં એટલે મોટો દેશ જીત્યો ? અને સુધારામાં ભળ્યાં એટલે સંસાર સાગર તરીને પાર ઉતરી ગયાં ?"

"હાજી !"

"અરે તમારા જેવા અર્ધદગ્ધ સુધારકોજ હાથે કરીને કેળવણીની કીંમત ઘટાડે છે ! !"

"આ ધારવુંજ તારૂં ભુલભરેલું છે."

"ખરૂં છે. જે હેતુથી ગૃહમાતાએ દીકરીઓને કેળવણી આપી તે હેતુ ગૃહમાતાનો પાર ન પડયો !"

"તું જુઠું બોલે છે ! શું એઈમ હેતુ હતો ?"

"હેતુ એજ હતો કે દીકરીઓ ગુજરાતી અને અંગ્રેજી સારી રીતે ભણે, તેથી તેમનામાં વિનય, સદ્‌ગુણ, બુદ્ધિ વધે, મલાજો આમન્યા સમજે, ધર્મ ઉપર આસ્તા વધે, અને સારા સારા વિદ્વત્તા ભર્યા ગ્રંથો વાંચવાથી મનને નિર્મળ આનંદ મળે, પણ હવે તે મને જણાઈ આવ્યું કે જે પવિત્ર હેતુથી અભ્યાસીઓ અભ્યાસ કરવા માંડે છે તે હેતુ જ્યારે અભ્યાસ પૂરો થાય છે ત્યારે બદલાઇ જાય છે, અને કેવળ ઉદ્ધતાઈ, સ્વતંત્રતા, ઢેમ, બિલાડી, ડફર, સ્ટુપીડ, યસ અને નોમાં આવી રહે છે." આ પ્રમાણે વાતચીત થઈ રહી છે એટલામાં કુસુમના કાકાજી ઝવેરીલાલ રસિકલાલ પાસે આવ્યા.

" આવો ઝવેરીલાલ પધારો ! "

" કેમ રસિકલાલ ખુશીમાં ! "

" કહો કેમ પધારવું થયું ? "

" કુસુમને તેડવા સારૂ આવ્યો છું ! "

" કેમ વારૂ ? "

" ઘરમાં વિઠ્ઠલદાસ અને ધનલક્ષ્મી બંને માંદાં પડયાં છે!"

" આ રહી કુસુમ તેડી જાઓ ! "

" જા બેટા કુસુમ તું સાસરૈ જા ! બેટા ડાહી થજે ! સાસુ સસરાની સારી રીતે સેવા ચાકરી કરજે, અને સવારે અમને ખબર આપજે ! " કુસુમ ઝવેરીલાલ સાથે સાસરે ગઈ; તેની જોડે રમણિકલાલ માસ્તર પણ ઘેર ગયા; અને ડોસી પણ થાકી કંટાળીને નીચે ગયાં; સર્વેને ગએલાં જોઇ લલિતા રસિકલાલને ધમકાવવા લાગી, "

" તમારૂં મોં સંતાડો મોં ! "

" કેમ ડીયર ? "

"સુધારાની સભામાં જઇને મોટાં મોટાં લાંબાં ચોડાં ભાષણો ભુંકોછો, અને ઘરમાં આવીને સઘળું નેવે મૂકોછો. ઘડીમાં શું બોલોછો તેનું ભાન રાખતા નથી; ને ઘડીમાં બોલ્યું પાછું ખેંચી લઈ સોડાવોટરની બાટલી માફક ફરી જાઓ છો. "

" અરે પ્રિયા શું હું સોડાવોટરની બાટલી ? "

" હા તમે તેવા છો ! તમારામાં કાંઇ અક્કલ નથી! "

" અરે બધી અક્કલની ફેક્ટરીજ તું છે ! આખું અક્કલનું કારખાનું તુંજ છે. "

"મારૂં શેનું સભામાં બોલવું કાંઈ ને ચાલવું કાંઇ ! બહાર જઈને મોટી મોટી બનાવી બનાવીને વાતો કરવી. હું આમ કરીશ, આમ કરીશ, આમ કરીશ, તેમ કરીશ, તેમ કરીશ, તેમ કરીશ, કહીને ગપાટા ઝુડવા સુધારાના ખરડામાં સહીઓ કરવી ને ઘેર આવીને સઘળું ભૂલી જવું. માઇન્ડ યાદ રાખો એકવાર હું તમારૂં સઘળુ પોગળ વેરી નાખીશ, અને તમારી રેવડી દાણાદાણુ કરી નાખીશ. !"

"હવે તારે મિટીંગમાં આવવાનુંજ છે. હું તારાથી બહુ બ્હીઉંછું. જોજે મારી વ્હાલી મારૂ પોગળ વેરી નાખતી ? આ અઠવાડીઆમાંજ મોટી મિટીંગ મળવાની છે, મેં તારી પાસે સ્ત્રીસ્વતંત્રતાનું લેકચર અપાવવાનું નક્કી કર્યું છે !"

"ઓહ યસ, હું ઘણી ખુશીથી ભાષણ આપીશ, પણ મારા વાસ્તે તમે સુંદર ,સ્ટોકીંગ, બુટ, ચશ્મા, લેડીવોચ, એરીંગ, પોલકાં અને એક હેન્ડબેગ લેતા આવજો."

"બહુ સારૂં પછી કાંઇ ? પણ તારે મારૂં કહ્યું કરવું પડશે!"

"શું ?"

"મને સાથે મિટીંગમાં લઇ જવો પડશે !"

"ના, એ નહીં બને !"

"કેમ વારૂ ?"

"તમારા જેવા જાડા જાડા ભોલને ઠીંગુજીને હું કયાં સાથે લઇ જાઉં ? તમારી જોડે ચાલતાં તો મને શરમ આવે છે ! તે દિવસે તમે મારી સાથે આવ્યા હતા ત્યારે દરેક જણાએ મારી મશ્કરી કરી હતી !"

"ના, ના આ વખતે તો હું રોફમાં આવીશ !"

"પણ તમને તો ચાલતાંજ આવડતું નથી ! મોટા ધમણીઆશા કુલા મરડતા હીંડોછો તેથી હું તો લજવાઇ જાઉંછું!"

"ના આ વખતે તું જેમ કહીશ તેમ કરીશ અને ચાલીશ."

"જુઓ પ્રથમ તમારે મારી હેન્ડબેગ ઉચકવી પડશે અને બીજા હાથથી મારા ઉપર છત્રી ધરવી પડશે, કેમ તે થશે ?"

"ઘણી ખુશીથી !"

"જુઓ તમને કોઇ પૂછે તો એમ ના કહેવું કે આ મારી વાઇફ છે; મારી સાહેલી મને કોઇ રસ્તામાં સામી મળે તો તમારે તરતજ આઘા પાછા થઇ જવું; રસ્તામાં રોફબંધ ધીમા ધીમા છટાથી ચાલવું; કોઇ પારસી યુરોપીઅન મેમ્બર મળે તો નીચા નમીને સલામ કરવી; અને બીજા સાથે છટાથી શેકહેન્ડ કરવા. વધારે બોલવું નહીં, વારંવાર એક ઠેકાણેથી ઊઠવું નહીં; મિટીંગમાં મારી પાછળ પાછળ ભમવું નહીં; જ્યારે મિટીંગ બરખાસ્ત થવાનો વખત થાય ત્યારે તમારે અગાઉથી રસ્તામાં એક કોરે ઉભા રહેવું; અને જ્યારે હું બહાર આવું ત્યારે તમારે મારી પાછળ ચાલ્યા આવવું, કહો તમે આમ કરશો ?"

"ઓહ યસ માઇ લવ ! વ્હાલી હો."

"ઠીક ત્યારે હું તમને લઇ જઇશ !"

"થેન્ક યુ માઇ હાર્ટ ! હું તારો ઘણો ઉપકાર માનુંછું !"

વ્હાલા વિચારશીલ વાંચકો–' આતે સુધરેલી સફાઇ કે વિફરેલી બેવકુફાઇ '?

---

# પ્રકરણ ૭ મું.

## બાળાનો બાપ કે સ્વાર્થનો સાપ?



**દોહરો.**

વાડ ગળે ચીભડાં થતાં, ફળને વૃક્ષજ ખાય;
પાલક મારે પુત્રને, પ્રજા લુંટી લે રાય.



દયાના સાગર થઈ દયાહીન કાર્ય કરી પછી પ્રસંગોપાત દયા બતાવતાં જગતમાં દયા દીપતી નથી, પ્રેમના પોષક થઈ પ્રેમનો તિરસ્કાર કરી પછી વખતે વખતે પ્રેમ દર્શાવતાં દુનિયામાં પ્રેમ વગોવાય છે, લક્ષ્મીથી લક્ષ્મીવાન થઇ કંજુસાઈ કાર્ય કરી પછી પ્રસંગોપાત લક્ષ્મી વાપરતાં લોકમાં લક્ષ્મીની ગણના થતી નથી, તેમ કન્યાના ગળા ઉપર છરી મૂકી પછી પ્રસંગોપાત કન્યાને પ્રીતિ બતાવતાં ધરણીમાં ધિક્કારને પાત્ર થવાય છે.



પત્થર પુજે ગણી દેવને બાધા કરે મન માનતી,
અર્પણ કરે તન ધન પ્રીતે પામવાને સંતતી;
દોહ્યલાં દુઃખો ખમી લાડે ઉછેરે લાડકી,
વિઘ્નો રૂપી લગ્નો કરી કન્યાને મારે તાડકી,



ધરણીમાં ધાપ મારે ધનવાન થવાતું નથી, છત્રપતિની ત્રીજોરીઓ ફાડયે વૈભવ મળતો નથી, કરોડો કાળાં ધોળાં કર્યાંથી હાથ ભરાતા નથી, પ્રપંચ અને દગા ફટકાના દામથી ગાડી ઘોડા દોડાવાતા નથી, તેમ કુળના બજારમાં કન્યા હુંડીઓ વટાવ્યે કંગાલતા ટળતી નથી પણ પ્રમાણિકતા અને પરસેવાના પ્રયાસોથીજ સાહ્યબી ભોગવાય છે.

" કન્યા વિક્રયનાં કદી કોઈને નથી પચ્યાં નાણાં,
ખરાબખસ્તા થઈને ખરીઆ કર્મે રહ્યા પ્હાણા;
ખાનારા સૌ લુંટી ખાશે કરનારા રડશે,
જશને સાટે મળે જુતીઓ સાર એહ જડશે.
જમકિંકરનો માર નરકને દ્વાર જીવ પડશે,
દ્વાર જીવ પડશે આંસુના ખરશે ત્યાં દાણા—૧
પશુની પેરે પુત્રી વેચે ઘર ઘર ભાવ કરી,
કન્યાદાન કહીને પોઠો પાપ તણીજ ભરી;
કન્યાના કંઠે નિજ હાથે છાની મુકે છરી,
છાની મુકે છરી ગવાયે અપજશનાં ગાણાં—૨

સ્વર્ગસ્થ કવિ. મહાસુખરામ.

કન્યાધેનુને પાળી પોષી ઉછેરી મોટી કરનાર પિતાને કસાઇને ઘેર બાંધતાં જરા પણ દયા આવતી નથી ! પોતાની પ્યારી પુત્રીનું સર્વસ્વ લુંટી લઇ જીંદગી ધૂળધાણી કરવાનું કેમ સૂઝતું હશે ? પશુ સરખાં પ્રાણીઓ પણ બચ્ચાંના રક્ષકનો હક્ક ધરાવે છે, પારધી પણ પોતાનાં કુમળાં બાળકોની હિંસા કરતો નથી, અગ્નિ પણ પોતાના પુત્ર તણખાનું ભક્ષણ કરતો

નથી, નાગ પણ પોતાનાં બચ્ચાંને જાળવી રાખે છે, વિંછણ પણ પોતાનાં બચ્ચાંને પોતાનું પેટ ફાડી જન્મ આપી જીવ ગુમાવે છે, કેશરી પણ પોતાનાં બચ્ચાંનું જતન કરે છે, અને સર્વ પ્રાણીમાં ઉત્તમ ગણાતાં મનુષ્ય, અને મનુષ્યમાં પણ ઉત્તમ ગણાતા બ્રાહ્મણ તેમાંના તમે, બાળરક્ષકને બદલે ભક્ષક થઈ કસાઈથી પણ કુડાં કૃત્ય કરતાં શરમાતા નથી? શરમ! શરમ! નિરાધારના આધાર કિરતાર આ શું? કળિકાળનો કોપ કે જમાનાની તાસીર? બ્રાહ્મણોની ભ્રષ્ટતા કે પિતાનો પ્રેમ? ગરીબડી ગાવલડી, પામર પંખીણી, હતભાગ્ય હરણી અને કોમળ કન્યા કુંદન પોતાના કેશરી કસાઈ અને કૃતાંત કાળ પુરૂષોત્તમરાય પિતા પાસે કઢાપા કરી રહી છે; ગૃહમાતા મણી-લક્ષ્મી પણ કરગરી રહી છે છતાં કન્યારક્તનું પાન કરનાર કેશરી પુરૂષોત્તમરાયને કાંઇ પણ અસર થતી નથી; ચોધાર આંસુ પાડતાં ગૃહમાતા મણીલક્ષ્મી ગૃહતાતને ઉપદેશ દેવા લાગ્યાં.

" શાસ્ત્ર પુરાણે સિદ્ધ કર્યું છે શ્રેષ્ટજ કન્યાદાન,
દાન દેવાયે જો લાલચ વિણ તોતો થાયે ગાન;
ગાનજ કન્યા ગાયે આપી માબાપોને માન,
માન સહિત કંકુની કન્યા દે એ છે ધનવાન; "

" હવે સ્વાર્થના કાંટા કાઢી નાંખો, અને લાલચને અદ્ધર લટકાવી કંકુની કન્યા ગુણવાન લાયક વિદ્વાનને આપી કૃતાર્થ થાઓ!"

" ચૂપ, ચૂપ, માદીકરી બોલતાં બોલતાં ફાટી ગયાં, ચળી ગયાં કેમ? પામર પુત્રીને સંકટના સાગરમાં નાંખનાર, કન્યા

કુસુમને પાવકના ઢગલામાં ઝીકનાર અને મોંઘા મનુષ્યાવતારની કીંમત નહીં સમજનાર પિતા જરા પુત્રીની દયા લાવો !"

"પણ આ બધું શા ઉપર ?"

"મરણને શરણ પડેલા ખોખલા ખવીસ ઉપર."

"ખોખલો ખોખરો પણ કુળવાન !"

"કુળને કુવામાં નાંખો! કુળની ખાતર કેળ ઉપર કોવાડાના ઘા મારતાં જરા પ્રભુનો ડર રાખો ! કન્યાના ગળા ઉપર કરવત મૂકતાં કિરતારને યાદ કરો !"

"હવે તારા ફડાકા જવા દે !"

"તમારે મન ફડાકા થાય છે પણ મને સ્મશાનમાં સોડતાણી સૂવાને તૈયાર થએલા હિંમતરાય ખવીસના નામથી હૃદયમાં ધડાકા થાય છે, અને તમને લક્ષ્મીની લાલચના તડાકા થાય છે."

"કુંદન તને ભણાવી ગણાવી તે શું તારાં આવાં કટાક્ષો સાંભળવાને ? શરમા, શરમા, મુરખી જરા શરમા !"

"કુંદનની લાલચમાં તમે તમારી કુંદનનું લક્ષાવધિ સુખ લુંટી લેવાનુ લક્ષમાં ધાર્યું અને કન્યાધનથી લક્ષાધિપતિ થવાનુ વિચાર્યું. લક્ષ્મીની લલુતામાં મનુષ્યજીવન નષ્ટ કરવાનુ કોઈ પણ પાળક પિતા વિચારશે નહીં એ વાતના સ્વીકારની તમને થોડી અગત્ય સમજાઇ છે. પૈસાની પ્રાપ્તિ સારૂ તમે પેટમાં પાળી મારવાને તૈયાર થયા ! મારા વ્હાલા બાપુ ! પુરૂષાર્થપણાની સીમા તમે પૈસો પ્રાપ્ત કરવામાં જોઈ! અરેરે તે પણ તમારી પ્યારી પુત્રીને વેચવામાં જોઇ ! પોતાના અવગુણ અને પારકી અછતની કોઇને ખબર પડતી નથી; તેમ તમારી ભૂલ તમને

સમજાતી નથી પણ પિતાજી દીકરીનાં દોકડા અને પૂરનાં લાકડાં કામમાં આવતાંજ નથી! અરરર કન્યાદામ, લોહીની ચામ, પુત્રીનો પૈસો ગાયની માટી!!"

"કુંદન જે પ્રમાણે જગતમાં થતું આવ્યું છે તે પ્રમાણે થયે જાય છે, જે પ્રમાણે આપણો કુળાચાર ચાલતો આવ્યો છે તે પ્રમાણે હું કરૂં છું તેમાં તું આટલી ચડભડી શાને જાય છે? કન્યા એતો અમારૂં જીવન છે, કન્યા ધેનુ છે અને કન્યા એ અમારી આમન્યા છે! કન્યા દેવી છે."

"માટે પિતાજી સાક્ષર ઝવેરીના શબ્દો યાદ કરો."

'કન્યાદેવી દેવી વિચારી,
કન્યાદાન દઇએ વિચારી;
કન્યા રાંક ગાય બીચારી,
જુગતેથી જોડી જે જન બાંધે.
પુન્ય અલૌકીક તે નર સાધે,
બાંધે પુન્ય જગમાં વાધેરે વડાઇ—૦
લાકડે માંકડું જે જન સાંધે,
પાપીઆ પાપનું લગડું રે લાધે;
પાપ પોઠ ભરે એ પામર કસાઇ,
કીડા પડી રીબી રીબી મરે પસ્તાઇ—૦'

મોહીનીચંદ્ર.

"જરા શરમા, ચપ ચપ સામું બોલતાં વિચાર કર, મારૂં બધું છુટી પડયું!"

"છુટી પડેલુંજ છે."

"જરા લાજ."

"પિતાજી, શિરછત્ર અને પાળક થઇને તમને લાજ નથી આવતી તો પછી મને ક્યાંથી આવે? ભણાવી ગણાવી પાળી પોષી મોટી કરી તે શું જીવતી બાળવાને માટે? હુલાવી ફુલાવી બા બા કહી લાડપાનમાં ઉછેરી તે શું આમ ગરદન મારવાને?"

"આ તું શું બોલે છે?"

"તમારાં કરેલાં કર્મો કહી બતાવું છું.આર્યસંસારમાં કન્યાઓનાં માબાપને ફાવે તેમ સ્વાર્થ સાધવા કાળાંધોળાં કરવાનું રહ્યું છે અને અલેતી કન્યાંઓને કરગરવાનુ રહ્યું છે, ખુણે પેશી મનમાં બળવાનુ અને આંસુ પાડી રડવાનું રહ્યુ છે!"

"કુંદન મને આવી ખબર નહોતી કે મારી બધી દીકરીઓ કરતાં તું આમ હદ બહાર જઇ મારા સામું તડ તડ બોલીશ?"

"દીકરીઓને પણ ખબર નહોતી કે તમે તેમને એક ઊંડીઆ કુવામાં નાંખશો! જે કામ કોળી, નાળી, વાઘરી અને હલકી કોમો કરતી નથી તે તમે ઉંચ જ્ઞાતિ થઈ, તેમાંએ બ્રાહ્મણ થઈ, જ્ઞાતીના પટેલ બનીને કર્યું છે અને કરોછો. જરા શરમાઓ પોતાનાં બચ્ચાંની પંખીઓ પણ બાલાશ રાખે છે તો તમે માણુસ જાત થઇ બચ્ચાંઓની જીવતી લાશને જીવતાં લગ્નની ચિતામાં સળગાવો છો!"

"આ તારૂં ડહાપણ?"

"શૅાક્યની શૂળી ઉપર, ઘરડા વરની શૂળી ઉપર ગરીબડી હાવલડીઓને વિંધવાનું પિતાનું હૃદય ચાલે ત્યારે શૂળી ઉપર વિંધાતાં વિંધાતાં બરાડા પાડવાનું દીકરીનું ડહાપણ કેમ ન ચાલે?

"હવે તું હદ બહાર ગઇ!"

"પિતા જ્યારે હદ બહાર ગયા અને જાય છે ત્યારે પુત્રીઓ કેમ ન જાય? છતે પૈસે, છતે કુળે અને છતા વરે પાપીઓની પ્રપંચ જાળમાં ફસાઈ ફસાઇ કાગડાની કોટે મોતીની માળાઓ બાંધોછો, લાકડે માંકડાં જોડોછો તે વખતે પુત્રીપ્રેમની હદ ક્યાં જાય છે?"

"કુંદન આમ બાપની આબરૂ ના વધે."

"હા બાપની આબરૂ કન્યાઓની હરાજી કરવામાં વધે છે, દીકરીઓના રૂદન કરવાથી વધતી નથી, પણ સ્વાર્થ સાધી નાણાંની કોથળીઓ પટારામાં મૂકતાં આબરૂ વધે છે. જરા લાજો લાજો, આબરૂની દરકાર હોત તો કાન્તા બ્હેનને શૉક્ય ઉપર દેત નહીં. કુસુમ બ્હેનને છાકટા વર મધુકર જોડે પરણાવત નહીં; જયન્તીલાલને ઘરમાંથી કાઢી મુકવા દેતજ નહીં, અને કુંદનને મરણને શરણ પડેલા સાથે પરણાવવા તૈયાર થાતજ નહીં. તમારે આબરૂ છે કયાં? જો આબરૂ હોત તો આવો અનાચાર કદી કરતજ નહીં. જો આબરૂ જોઇતી હોય તો આબરૂ નાણાંની કોથળીઓ સારૂ કુળના બજારમાં ઘરાણે મુકી છે, તે દીકરીઓને વટાવી વટાવી છોડાવી લાવો! આજ કાલ જમાનામાં તમારા જેવા ધનવાનો અને જ્ઞાતિના શેઠીઆ પાસે દીકરી હુંડીઓજ વટાવવાની બાકી રહી છે, તે વરબજારમાં જઇ કુળના સરાફની દુકાનમાં જઈ વટાવી વટાવી તમારાં કાળજાં ટાઢાં કરો!!"

"કુંદન તું શું કામ મારૂં લોહી પીએ છે?"

"હું સારી પેઠે જાણું છું કે તમે જ્યારે મારા પ્રાણનું બલિદાન લેશો ત્યારેજ જંપીને બેસશો? કન્યાઓના કુંવારા લોહીનું

બળિદાન આ સંસારમાં કન્યાનાં માતાપિતા જ્યારે લગ્ન વખતે લેછે ત્યારેજ જંપીને બેસે છે, અને કન્યાના પરણેલા લોહીનું બળિદાન જ્યારે ઘર માંડતી વખતે કન્યાની સાસુ શક્તિ, સસરા શિવ, અને નણંદ કાળકા લેછે ત્યારેજ કન્યાને સુએ મોક્ષગતિ મળે છે ! ! "

" કુદન તું કન્યાવિક્રય કહે છે કોને ? અમે તો કન્યા આપીને નાણાં કન્યાઓના સુખને સારૂ લઇએ છીએ, સમજી ? જ્યારે પરણાવ્યા કેડે પુત્રી સાસરામાંથી તિરસ્કાર પામી ઘેર આવે ત્યારે કન્યાધનથી કન્યાનું ગુજરાન ચાલે તે પવિત્ર હેતુથીજ અમે પહેલાં નાણાં વર પાસેથી છોડાવીએ છીએ ! "

"અરે શરમાઓ, શરમાઓ ! તમારી સફાઇને સળગાવી દો ! તમારી ચતુરાઇ ને ચાલાકી ઢાંકી રાખો ! જે વસ્તુ દ્રવ્ય આપીને લેવી તે ક્રય અને દ્રવ્ય લઇને આપવી તે વિક્રય. આજ રસમ મુજબ મનમાનતી નાંણાની થેલીઓ પટારામાં મુકી પુત્રીને વેચવી તે કન્યાવેચાણ, કન્યાજુલમ અગર કન્યાવિક્રય!"
" ચાલ બધું જુઠું, તુતેતુત અને ગપેગપ ! "

"અરેરે ગુલામ અને પશુ વેચવા સમાન આ પાપી રિવાજની અસર આર્યોની ઉચ્ચ જ્ઞાતિમાં પ્રસરેલી છે અને વિશેષ ધન સંપાદન કરાવનારને પુત્રી વેચાતી આપે છે પણ સમજતા નથી કે તેથી જે અનિષ્ઠ પરિણામ ભવિષ્યમાં તેમને ખમવું પડશે અને રૈરવ નરકમાં સડવું પડશે. કન્યાવિક્રયના કર્મથી કલંકિત બનેલાને વાસ્તે સ્વર્ગ તો શું પણ નરકનું દ્વાર પણ ઉઘાડું નથી, નરક કરતાં પણ અધમ સ્થાને તેનો વાસ થવો

જોઇએ. કન્યાવિક્રયના ચાંડાળ કર્માચારીઓને જોઇ યમના દૂતો ધર્મરાજા પાસે લઇ જતાં કંપાયમાન થઈ જાય છે.”

“બેસ, બેસ તારા કરતાં હું બહુ સમજું છું.” “જેટલું કાળું કરાય તેટલું તમે કર્યું હવે એક કૃત્ય તો ઉજળું કરો! ચારે ને ચિતામાં નાંખી હવે પાંચમીને તો ચૉરીમાં વરાવો! આ દીકરી હાથ જોડી કાલાવાલા કરે છે તેના ઉપર તો દયા કરો? માળી મહેરબાની તો આપો?”

“માતાજી જેઓના દીલમાં કુમળી કુમારિકાઓને વાસ્તે કાંઈ પણ લાગણી નથી, જેણે શરમને સાતમા સ્થાન પર ચડાવી દીધી છે, જેણે જન્મીને ફક્ત ધન સંચયનેજ ઉત્તમ માન્યો છે; અને જે કન્યાધન ઉપરજ તાગડધિન્ના કરી સાહ્યબી ભોગવે છે, તેવાઓના હૃદયમાં આર્યાવર્તની અનાથ અબળાઓની અસહ્ય સંકટોવાળી અરજી કેવી રીતે વાસો કરે?”

“હવે જરા સમજો! જુવાની ચાલી ગઈ! હવે અવસાન આવ્યું, આખર વખતે અબળાની આંતરડી ના કકળાવો! આર્ય શાસ્ત્રોમાં કોઈપણ સ્થળે કન્યાવિક્રય સંબંધે કાંઇપણ લખાયેલું છેજ નહીં. હાલમાં થતાં ઢીંગલા ઢીંગલીનાં લગ્ન એ કાંઈ વાસ્તવિક લગ્ન નથી પણ આસુરી લગ્ન છે. ઉચ્ચપણાના આભારીઓ દુહિતાની હરાજી કરી સાહ્યબી ભોગવે છે. શરમ! શરમ! આર્યાવર્તના આભૂષણ રૂપ બ્રાહ્મણ જ્ઞાતિને શોભાવનાર બ્રાહ્મણો, પરદેશ વેઠી, પેટે પાટા બાંધી, પરાકાષ્ટાએ કન્યાદાનમાં યથાશક્તિ જે કાંઈ મળે તે આપી અથવા કંકુની કન્યા આપી પોતાની પવિત્ર ફરજ અદા કરે છે તેમના જીવનને સહસ્ર

ધન્યવાદ છે ! ! જે દીકરીનો દોકડો લેતાં શરમાય છે, જે દીકરીના ઘરનો ચોખાનો દાણો સરખો વાપરતા નથી અને પવાલું પાણી સુદ્ધાંત પીતા નથી તેમના અવતારને કરોડો ધન્યવાદ છે ! ! હા....તેથી વિરૂદ્ધ વર્તન ચલાવનાર કાગડા ભામટાઓને પારાવાર ફીટકાર છે ! ! ફિટકાર છે ! તમારા જેવા કન્યાના કાળ પિતાનો ચિતાર ડાહ્યાભાઈ ઝવેરીએ આબેહુબ આપ્યો છે."

'બોલ અરે બેવકુફ જરા વિચારી,
અહીં તો નાણાની વાત ભાઇ ભાઇ;
નાણા સાટે દીકરીને નાંખતા કુવામાં,
લાજો લાજોરે નફ્ટ કસાઇ; બસ ચુપ,
જોડલું અવિચળ રાખશે શ્રી હરી,
રાંડશે કે માંડશે તમારે શી પડી; ચુપ ચુપ,
કોથળી કસાઇના પટારે છે પડી,
બસ ચુપ ચુપ—૦

મોહીનીચંદ્ર.

"તમે આવા છો ! ! તમને કાંઇ શરમ કે લાજ નથી !"

"હા, હા અમે એવા એવા એવા, તેં જેવા કહ્યા તેવા, તેવા, તેવા, હવે તારે કેમ છે ?"

"હાય....સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વિશ્વામિત્ર, સમુદ્રનું પાન કરનાર અગસ્ત, ચંદ્રને કલંકિત કરનાર—ક્ષયરોગ આપનાર ગૌતમ, જનાર્દન ભગવાનના વક્ષ:સ્થળને વિષે લાંછન અંકિત કરનાર ભ્રગુ, અને એકવીશવાર નક્ષત્રી પૃથ્વી કરનાર પરાક્રમી પરશુરામના વંશજો જે પવિત્ર બ્રાહ્મણો કહેવાય છે તે બ્રાહ્મણો ક્યાં અને હાલના બ્રાહ્મણો ક્યાં ? પૂર્વના પવિત્ર બ્રહ્મચારીઓ ક્યાં ને હાલના ક્રૂર કર્માચારીઓ ક્યાં ?

અરેરે ગૌતમની પ્રજા આજે કન્યાવિક્રયથી કલંકિત બની છે ! વિશ્વામિત્રની પ્રજા ઘીગોળની ગોળીઓ ઝાપટે છે, અને પરશુરામની પ્રજા આજે પંચભાગ ઉઘરાવતી ફરે છે ! ! આવાં સર્વ કારણોથી બ્રાહ્મણોની જે અવદશા અધુના દ્રષ્ટિગોચર થાય છે તે દુરાચારી છતાં કહેવાતા કુળવાન વરને આપેલ કન્યાના કકળાટ, અગર સાઠ સામા સાટાના ઉંડા કુવામાં ઉતારેલ કન્યાવિક્રયની નિર્ધનાવસ્થા પ્રાપ્ત કરી આપેલ પતિને પરણાવેલી કે અયોગ્ય પતિઓની સાથે સંધાએલી સુંદરીઓના શાપનું ફળ કેમ નહીં હોય ? ”

“ સમજ વિનાની કુંહન તું મને શિખામણ આપી મારી ભૂલ બતાવનાર કોણ ? મારો પરમ ધરમ એ છે કે જ્યાં તારા વિચાર ભૂલ ભરેલા હોય તેનો નાશ કરી ઉંધે માર્ગે જતી અટકાવવી, અને ઘટતી રીતનો અમલ ચલાવવો અને જરૂર જણાય તો પ્રેમ અને અંતઃકરણ પર સખતાઈ વાપરવી ! ! ”

“ પિતાજી ! પ્રેમ અને અંતઃકરણ એ એવી વસ્તુ છે કે જે કોઇને વેચ્યાં વેચાયાં હોત તો હું તમારા અભિપ્રાયને કદી પણ નાકબુલ કરત નહીં. પિતાજી સમજો, મારા પર દયા લાવો.”

‘ પાળી પોષી પંખીણી દીયે પારધી હાથ,
પાળી મુકે પાળીને ત્યાં કોને કહેવી વાત;
મરકટ શું મણી કિંમત કહેશે બેસે જઇ બજાર,
સુંદરી સ્નેહમણી તણી કિંમત કોક કથે શું ગમાર;
પાંખ વિનાની પંખીણી જેવી આંખ વિનાની કાય,
જુગતિ જોડી વિના જુવતીનું જીવતર એળે જાય.

ઝવેરી.

"કુંદન હું જે કરૂં છું તે સારૂંજ કરૂં છું. તેમાં કલ્યાણ તારૂંજ છે."

"પિતાજી પ્રેમ પૈસાથી ખરીદાતો નથી, તે વાડીમાં પાણી પાતાં મળતો નથી, વાટે ઘાટે, ચોરે અને ચૌટે પણ મળતો નથી. તો પછી પૈસાથી ક્યાંથી મળે ?"

કુંદન તું અંગ્રેજી ભણીને આવી થઈ? સુધારામાં ભળીને આવું બોલતાં શીખી? મારા વિચારને તું આવું માન આપેછે?"

"તમારા વિચારને માન આપવાને હું બંધાયલી છું, પણ ખોટા વિચારોને સત્ય દલીલો કરી કાઢી નાંખવાને મને સંપૂર્ણ હક્ક છે. તમે જાણશો નહીં કે પાશ્ચાત્ય સુધારાની ગંધ મને છે; પાશ્ચાત્ય પ્રજાના સુધારા પર ચાલવાને હું માગતી નથી. આર્ય-ધર્મનું મૂળતત્ત્વ જાણવા અને આર્યોના રીતિરિવાજોને અનુસરવા હું અંતઃકરણથી ચાહુ છું."

"કુંદન સ્વતંત્રતા પર અંકુશ મૂકવાની જરૂર હવે મને જણાય છે! સ્વતંત્રતાનું સત્યાનાશ જજો!"

"આવો પવિત્ર વિચાર પહેલાં જો આવ્યો હોત તો જય-ન્તીલાલને ઘરમાંથી નીકળવાનો વખત ન આવ્યો હોત!!"

"કુંદન તું અવળું બોલે છે."

"પિતાજી! છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતાર થાય નહીં, પણ તમે તો તેમજ થવા બેઠા છો. તમારા આંધળા સ્વાર્થે આગળ કન્યાનું કલ્યાણ તમને નજરે પડતું નથી. ફક્ત તમને 'પૈસો મારો પરમેશ્વર અને જર ચાહે સો કર' એજ પાઠ નજર આગળ આવે છે."

"હવે તારે કરવુ છે કેમ ?"

"પિતાજી ! કન્યાવિક્રય જંગલી પ્રજામાં ચાલતા મનુષ્ય-વિક્રયના અતિ ક્રૂર રિવાજ જેવો છે. સેંકડો વર્ષ પહેલાં મનુષ્ય-વિક્રયનો વ્યાપાર આ દેશના ઘણા ભાગમાં ચાલતો. બિચારા અનાથ અને જંગલી મનુષ્યોના ઉપર ત્રાસદાયક જુલમ ગુજરતો. આફ્રિકા જેવા દેશમાં એ વ્યાપાર પૂર જોસમાં ચાલતો, આજ પણ જ્યાં એવા મૂર્ખ મનુષ્ય વસે છે ત્યાં એ રિવાજ ચાલે છે: આર્યાવર્ત એવા ઘાતકી રિવાજથી મુક્ત હતો. આફ્રિકાના જે સ્થળે મનુષ્યવિક્રયનો વ્યાપાર ચાલતો તે સ્થળનું અદ્યાપિ ગુલામ આરો એવું નામ ભૂગોળવિદ્યામાં પ્રસિદ્ધ પામેલ છે. ગુલામગીરીનો ધંધો એટલે મનુષ્યવિક્રયનો વ્યાપાર સુધરેલી પ્રજાએ બંધ પાડયો, પણ પિતાજી આપના જેવા ઘણા મનુ-ષ્યોમાં ગુલામગીરીના કામ કરતાં ચડે તેવો એક વ્યાપાર ચાલે છે તેની શું આપને ખબર નથી ? આ દેશમાં કન્યાવિક્રયનો અધમાધમ વ્યાપાર છચોક પુત્રીનો પિતા ચલાવે છે; જંગલી લોકો પરાયા મનુષ્યોનાં બાલબચ્ચાં લઇ વેચતાં, પણ આ દેશમાં માબાપો પોતાનાંજ છોકરાં વેચે છે; અને તેમાંયે તમારા જેવા પવિત્ર બ્રાહ્મણો પેટની દીકરીઓની હરાજી કરે છે ! આતે આર્ય દેશનો ધર્મ ધારો કે આફ્રીકાનો ગુલામ આરો ? શું છોકરાં વેચવાં તેને આ દેશમાં ધર્મ માન્યો છે ? હા પાડયા વિના આપણો છુટકોજ નથી. લગ્નની ક્રિયા અને તેના ધારાને આપણે ધર્મ માની બેઠાં છીએ પણ લગ્નની ક્રિયામાં કાર્ય શું થાય છે તેનો તો વિચાર કરો ? લગ્નના ધર્મવાળા કાર્યની સાથે અર્થની

પણ સિદ્ધિ થાય છે. પૈસાની પ્રાપ્તિ માટે દશ વરસની બાળકી પચાસ વરસના બુઢ્ઢાને આપવી અને તેને કન્યાદાન માની ધર્મ સમજવો એ પણ એક ધર્મ! અર્થ સિદ્ધિ માટે સ્વરૂપવાન કન્યાને અપંગ આંધળા જોડે ઓઢવી દેવી અને તેને કન્યાદાન સમજી ધર્મ માનવો તે પણ એક ધર્મ! બાર તેર વરસની કન્યાને પાંચ વરસના ઠીંગુજી જોડે પરણાવી કજોડું કરવું અને તેનું કન્યાદાન સમજવું એ પણ એક ધર્મ! ભણેલી બાળાને બુડથલ બણૂચક વર જોડે પરણાવી કન્યાદાન ધારવું એ પણ એક ધર્મ! સુકુમાર બાળાને શૉકયની શૂળી ઉપર વિંધી કન્યાદાન માનવું એ પણ એક ધર્મ; અને જ્યાં પૈસો મળે ત્યાં પુત્રીને ફેંકી કન્યાદાન સમજવું તે પણ એક ધર્મ! જ્યાં સ્વાર્થના લગ્નમાં આવા ધર્મ સમજાઇ સમજાઇને કન્યાદાન દેવાતાં હોય ત્યાં સંસાર સુખની શી આશા રખાય? પેટના સ્વાર્થ માટે નીતિશાસ્ત્રને કોરે મૂકી અર્થશાસ્ત્રના નિયમને અનુસરી બાળકોનાં વેચાણ થઈ લગ્નો થાય ત્યાં લગ્નના હેતુ અને ધર્મ કયાં રહ્યા? આર્યાવર્તના પવિત્ર વિચારવાળા આર્યઋષિયોની ધર્મભાવના ઉપર અત્યારે પાણી ફરી વળ્યું છે! જે પવિત્ર ધર્મના ધોરી રસ્તા બતાવ્યા છે તેની દોરી સાંપ્રત સમયના સ્વાર્થી બ્રાહ્મણોના હાથમાંથી સરકી ગઇ છે. પોથી કે પાનામાં રૂઢિ કે રસમમાં ધર્મ સમાયો નથી; પણ પૈસો લીધા વિના પુત્રી આપવી એજ ધર્મ અને પૈસો લઇ પુત્રી આપવી એજ અધર્મ!!

"અવળચંડી કમ અક્કલની કુંદન! તારૂં પ્રારબ્ધજ નથી, નહીંતો તું નાદાની નજ કરે. જ્યારે તારા તરફ હું નમ્ર ભાવથી

વરતું છું ત્યારે તું અયોગ્ય ન કહેવાનાં વચન કહી મારૂં મન દુભાવે છે. ભોગ તારા મૂર્ખ તું હાથે કરીનેજ દુઃખી થવા માગે છે! અભાગણી! ભણેલા ભીખ માગે છે, અને ભણેલા ગરીબ અવસ્થામાં દિન ગુજારે છે, મારે મન પૈસારૂપી પરમેશ્વર તરીકે પૂજાતા પ્રત્યે તું પ્રીતિ ભક્તિની સ્થાપના કર! મુરખી, દુનિયા દમડાની છે. શ્રીમંતનું સર્વ કોઇ સગું છે. ગરીબનું કોઈ બેલી નથી. ભણેલાઓ પણ પરદેશ વેઠી પેટ ભરી પૈસો કમાય છે, ગરીબનો હાથ ઝાલવાથી તું સુખી જીંદગી કહાડીશ નહીં. રોટલાને રૂએ અને લુગડાંને ધુએ એવા રાંક છોકરાને તારો બાપ જમાઈ ન જુવે એ નિશ્ચયપૂર્વક સત્ય કરી જાણજે! ગરીબના અવળા દાંત હોય! ગરીબ જમાઈ આપણું આંગણું અભડાવી મુકે સમજી બેવકુફ ?"

"ચિતાની અંદર સૂવાડનાર પિતા! પ્રભુનો પહાડ સરખો પાડ માનીશ કે તેનું ચિંતવન કરીશ! હવે પિતા તરીકે તમને બોલાવતાં મારૂં કાળજું ફાટી જાય છે!! પિતાજી નક્કી સમજજો કે તમારી કુંદન એ હિંમતરાય ખવીસને વરવા કરતાં સ્મશાનમાં સુવા વિશેષ આતુર છે પણ કસાઇના હાથમાં તો નહીંજ જાય!"

"દુષ્ટા લે તારે લેતી જા" કહી કેશરી ડોસો કુંદન ગાય ઉપર તુટી પડયો; જોત જોતામાં પંદર વીસ ધોલો કુંદનને લગાવી દીધી અને જોડે પાંચ સાત લાકડીના ઝપાટા ડોશી મણી-લક્ષ્મીને પણ ઝપાટી દીધા અને રોષમાં ને રોષમાં કપડાં પ્હેરી કંટાળી બ્હાર ચાલતો થયો; મા દીકરી મારના પ્રહારથી મૂર્છાવશ થઈ ગયાં, અત્યારે તેમની સારવાર કરવા અર્થાત્ મૂર્છા વાળવા

કોઈપણ પાસે આવ્યું નહીં; ઓરડામાં વચ્ચો વચ્ચ મણીલક્ષ્મી અને કુંદન ચત્તાપાટ ફાટી આંખે પડયાં; ઘણીવારે કુંદનને મૂર્છા વળી અને ડોસી પણ સાવધ થઇ; કુંદનની અવદશા જોઇ ડોશીની આંખે ચોધારે આંસુ આવ્યાં; કુંદન પણ ડસકાં ઉપર ડસકાં ખાવા લાગી; ડોશીના મુખમાંથી નીકળી પડયું, "બેટા કુંદન હું છતાં તારી આવી દશા" કહી મા દીકરી સારી રીતે રડતી આંખે ભેટયાં ! શબવત્ સ્થિતિમાં બંને જણાં કેટલીક વાર સુધી રહ્યાં; આખરે માની પ્રેમાળ સોડની ગરમીથી કુંદનને ભાન આવ્યું અને વિખુટી પડી રડતી આંખે નસીબને કહેવા લાગી.

"બાળલગ્ન; કન્યાવિક્રય અને કુળાભિમાનના કડવા કુચાલોથી જન સમાજ અનીતિને રસ્તે દોરવાઇ દુઃખના સાગરમાં ડુબકાં ખાયછે. ધર્મની ખુબી સમજયા કે જાણ્યા વિના ધર્મ ધર્મ કહી કહી કુટવું એ એક જાતનો ઉન્માદ છે. મનુષ્યથી છેક જીવજન્તુ પર્યંત સૃષ્ટિના બંધારણમાં સર્વેશ્વરે નર નારી સ્ત્રી પુરૂષનું જોડું બનાવ્યું છે, અને કુદરતી નિયમાનુસાર પ્રત્યેક પ્રાણી પોતાને સમાન ગુણ સ્વભાવવાળા સાથે સંબંધ યોજે છે; તેવી રીતે મનુષ્ય આદિમાં પરસ્પરનું પ્રેમાકર્ષણ થતું હોય એમ સ્પષ્ટ અવલોકાય છે. કુદરતી રીતે મનુષ્ય પ્રાણીમાં તર્કશક્તિ ઈશ્વરે બક્ષી છે. ઈશ્વરનો સંકેત નહીં જાણીને કે જાણ્યા છતાં પણ અવળે રસ્તે દોડવાથી સંસાર સુખનો નાશ થાય છે. પરંપરાથી ચાલતા આવેલા પવિત્ર આચાર વિચારોની સામાજીક સુધારણા ભાગી પડી એકય તુટી ગયું, આથી કુટુંબની

વ્યવસ્થા બગડી, સ્ત્રી પુરૂષના ધર્મનું સ્વરૂપ પલટાઈ ગયું, હકને હાનિ પહોંચી, પતિને ગૃહરાજ્યની ચિંતા જતી રહી, પતિ પત્નીનું મહત્વ સમજ્યો નહી, પત્નીએ પાતિવ્રત્ય ધર્મનો મહિમા તજ્યો, લગ્ન ઉપર શ્રદ્ધા રહી નહીં અને સુધારા અને ફૅશનના ફંદે ફસાઇ આર્યસંસારની ફજેતી થવા લાગી !!"

"દીકરી કુંદન તારૂં કહેવું સમજવાને હજુ વધારે જમાનાની જરૂર છે. કન્યા ઉપર માતા પિતા પોતાની માલીકીનો હક્ક ધરાવે છે, તેઓ તેની ખરી દાઝ જાણનાર છે એમ લગ્ન પ્રસંગમાં ઉપર ઉપરથી બતાવી દાંભિક બની કન્યાને સ્વાર્થના ઉંડા કુવામાં હડસેલી દે છે ! આવા અધમાચાર આદરે તેમાં બીજાએ વકીલાત કરવાની કશી અગત્ય નથી એ શું વાસ્તવિક છે ? અગર સાચી દલીલોથી તેમને અવળે રસ્તે જતા અટકાવવાનો પુત્રીનો ધર્મ નથી ? આવા વિકટ પ્રસંગે એક પુત્રી કદી મલાજાને બાજુપર નાંખી પોતાના કલ્યાણને વાસ્તે કડવાં વચન કહેશે તેને શું જગત બેવકુફાઈ કહેશે ? પુત્રીને સુખ આપવું કે દુઃખ આપવું તેમાં ધર્મ કોને કહેવો ? અને કઇ વર્તણુકને અધર્મ કહેવો ? નીતિ અને ન્યાયનો પરસ્પર એવો ગાઢો સંબંધ છે કે માલીક છતાં માબાપો પોતાના પુત્રોને દુઃખ દે મારે કે મારી નંખાવે તો જેમ નીતિ અને ન્યાયને જાણવાવાળો કાયદો વચ્ચે પડેજ, તેમ પોતાના બાળકોના સંબંધમાં માબાપો તરફથી જાણી જોઇને કે અજ્ઞાનતાથી એવું કાંઇ પણ નિંદ્ય પગલું ભરાય કે જેથી અનીતિને ઉત્તેજન મળે અને જનસુધારણાના પ્રવાહમાં વિરોધ આવે તો તેમાં પણ નીતિ અને

ન્યાય વચ્ચે શા વાસ્તે ના આવે ? વ્યવહાર અને સંસાર એ બંનેને ધર્મનું તત્ત્વ વળગી રહ્યું છે. લગ્નને ધર્મની પવિત્ર ક્રિયા માનવામાં આવે છે, અને છે પણ તેમજ, પણ અગ્નિ પ્રકટાયમાન કરી ચૉરીમાં હસ્ત મેળાપ કરી ગોર મહારાજ પોતાનું ભુંગળ-ભટીયું શાસ્ત્ર અવિચ્છિન્ન ધારાથી ચલાવે જાય અને ખરેખરી ચોરી કરાવે તેમાંજ ધર્મનું તત્ત્વ સમાયું છે ? હા....ચૉરી બાંધી ચોરી કરાવવી, વિવાહનું વગોણું કરવું, વરરાજાને યમને સ્વાધીન કરવા, લજ્જા હોમને, લજ્જાસ્પદ હોમ બળતા જ્વાળામુખી અગ્નિમાં ભડભડ કરતો સળગવા દેવો, વેદોના મંત્રો ભણાવવા, આવું થતું હોય ત્યાં અગ્નિ સાક્ષીએ આપવામાં આવતું કન્યાદાન કેવું ફળ લાવશે ? ”

"માતાજી પૈસા લેવાના પાપી પ્રાપંચિક મોહથી કે કુળાંગારના કહેવાતા કુપુત્રોના વર્તનથી કન્યાવિક્રય કરીને, કજોડું કરીને, કન્યાનું બળિદાન—ભવિષ્ય પ્રથમ પાયે આપેલું હોય છે તેનો પ્રત્યુત્તર કાલાં ઘેલાં માબાપો કેવો આપે છે તે વિચારવાનું છે ! હા....ધિક્કાર છે એવી ખોટી ધર્મક્રિયામાં કે કન્યાને વેચી તેના લોહી માંસનું આ આર્યભૂમિમાં માબાપો ભક્ષણ કરી રક્ષણ-પણાનો દાવો કરે છે, કન્યાના વેચાણને પૈસે વિવાહમાં મ્હાલે છે અને નાતજાતને મિષ્ટાન્ન જમાડી વાહ વાહ બોલાવરાવે છે !! હા....આવી દુષ્ટ રસમથી આર્ય દેશપર પરતંત્રતારૂપી એક મહાન્ વૃક્ષ ઉગ્યું છે. પરણવું શું અને પ્રેમ તે શું આ બે વાકયોનો યથાર્થ ચિતાર મદાંધ અને સ્વાર્થાંધ માબાપો જાણી શકતાં નથી. પ્રેમની પવિત્ર દોરી માબાપોએ તોડી નાંખી છે.

હવે પ્રેમને બંધન છે તેની અમુક મર્યાદા બંધાઇ છે. પ્રેમ પૈસે મળે છે અને બીજા ગોથાં ખાય છે, શી પ્રેમની બલિહારી ! હા.... જમાનાના જાલમ જોરમાં પ્રેમ પરહુસ્તે વેચાય છે, પૈસા વડે ખરીદાય છે અને પશુવૃત્તિ સમાન તેની વ્યવસ્થા થાય છે. બળાત્કાર વાપરવાથી લગ્નની ગાંઠમાં વિઘ્ન રૂપી રજ્જુ સંધાય છે. જેનું મ્હોડું જોવું ન ગમે તેની સાથે સ્ત્રીપણે તાબે રહી જીવવું તેના કરતાં મરવું વધારે ઉત્તમ છે. કજોડાની કહાણી કરતાં કુંવારી જીંદગી સહસ્ર ગણે દરજ્જે અધિક કલ્યાણકારી છે. કુંવારા કોડે મરે અને પરણેલા પીડાએ મરે ! સંપત્તિ અને શ્રીમંતાઈના શોખ કરતાં ગરીબાઈના ઝુંપડામાં રહી કલ્લોલ કરવો હું વધારે પસંદ કરૂંછું. હમેશાં સુખનો વાસો સંતોષમાં છે; પણ નહીં કે વાડી વજીફા, મિષ્ટાન્ન ખટરસ સાહ્યબીમાં સમાયો છે ! અસંતોષથી ઘીનાં ઘેબર ભાવતાં નથી પણ સંતોષથી સાત દીવસનો સુકો રોટલો ઘણો મીઠો લાગે છે."

"કુંદન લગ્ન એ કાંઇ મનુષ્યની યોજેલી યોજના નથી પણ તે તો એક ઇશ્વરી આજ્ઞા છે. લગ્ન તે કાયદાનો કરાર નથી પણ પ્રભુની પ્રેરણાથી જન્મ પામેલાં સ્ત્રી પુરૂષના પવિત્ર પ્રેમની ગ્રન્થી છે; જે ગ્રન્થી તેમના જીવન સુધી તુટવી ન જોઇએ. 'વિષયવાસનાનું સ્વરૂપ એ શુદ્ધ પ્રેમ નથી.' પ્રેમ સ્વાર્થી નથી. પરસ્પરના ગુણ સ્વભાવનું જ્ઞાન મેળવી પાત્ર વસ્તુમાં પ્રીતિ જોડાવી જોઇએ. પ્રેમી મરતાં પ્રેમી જીવે તો તે પ્રેમનેજ ધિઃક્કાર છે ! પ્રાણાન્ત સુધી પ્રેમરસનું પાન કરતાં સ્ત્રી પુરૂષે પરસ્પર પ્રીતિનું પાત્ર બનવાનો અભ્યાસ આદરવો જોઇએ. 'વધારે સારો

રીતે અને વધારે વખત સુધી સુખી જીવન ગાળવું હોય તો પ્રથમ કેમ મરાય છે તે શીખવું જોઇએ! સારી રીતે સુખ ભોગવવું હોય તો દુઃખ શું છે તેનો વિચાર કરવો જોઇએ.' કૃત્રિમ હાસ્ય, મીઠાં વચન અને સ્વરૂપના ફંદવાળો હસ્તમેળાપનો આનંદી દિવસ આખુ જીવન કલેશના દિવસમાં નષ્ટ કરે છે. પ્રેમનું તત્વ એવું ચૈતન્ય અને સુખવાળું છે કે પવિત્ર પ્રેમમાં પરિપૂર્ણ રીતે નિમગ્ન થએલું એક ગરીબ જોડું આ પૃથ્વીપર એક નાનકડું સ્વર્ગ ખડું કરી દે છે. પતિના પર પત્ની પ્રેમનું સામ્રાજ્ય ચલાવશે. પતિ જેમ પ્રભુના ન્યાય-પંથને અનુસરશે તેમ પત્ની પ્રભુરૂપ પતિનાં પગલાંને પૂજશે. પત્ની પોતે પ્રીતિનું પાત્ર થવાને પ્રયત્નવાન બનશે. અન્યોઅન્યના પ્રેમની વૃદ્ધિ ઇચ્છવી એ પતિ પત્ની પળે પળે અવલોકશે. પત્નીના પ્રેમની ન્યૂનતા દૂર કરવા પતિ કારણ શોધશે અને પતિના પ્રેમની ન્યૂનતા દૂર કરવા પત્ની કારણ શોધશે. પ્રેમી સંતોષી અને નીતિમાં રહેલો એક ગરીબ ઘરસંસાર સ્વર્ગને સદંતર ભુલાવી દેછે. તે ઘર સંસારના પવિત્ર પ્રેમ, સંતોષ અને નીતિ આગળ કુબેર ભંડારીનો વૈભવ પણ ફીક્કો પડી જાય છે."

"ધન્ય ધન્ય છે માતાજી! આપનો અમૂલ્ય ઉપદેશ હું આજથી મારા કાળજામાં કોતરીને રાખુંછું. જ્યારે આ કાયા ચિતામાં બળશે ત્યારેજ તમારો ઉત્તમ ઉપદેશ આ ખોળીઆમાંથી જુદો પડશે! હે વિશ્વાધાર પાપી પિતાને પનારે પડેલી કુંદન હવે તારા આધારે છે. કસાઇને ઘેર બંધાતી કામધેનુ તમારા આશ્રય તળે છે, હે અનાથના નાથ, નોધારાના આધાર

આ બાળકીને હવે ઉપર આભ અને તળે અવની છે. મારા વ્હાલા પિતા તમે આ કુંદન કન્યાને કેવળ કર્મ ઉપર રાખી આ વિશ્વ વગડામાં અધવચ રઝળતી મૂકવા તૈયાર થયાછો; પ્રભુ તમારૂં ભલું કરો !! આર્યસંસારની નિરાધાર ગરીબડી પામર કન્યાઓ હવે આ ભવમાં કાંક પુણ્ય કરી લ્યો !! તમારી વ્હારે ચૂડનાર કીરતાર સિવાય બીજું કોઇ નથી."

"બેટા કુંદન તું અકળાઈશ નહીં, ઈશ્વર સૌ સારાં વાનાં કરશે 'ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો' એ સૂત્ર હરઘડી તું યાદ કરી ફક્ત પરમાત્મામાંજ વિશ્વાસ રાખ, એને આધારે રહેલું કોઈ પણ અધવચ રહ્યું નથી."

"માતાજી તમારાં વચનો હું માથા પર ચડાવું છું. આર્યસંસારની દુઃખી કન્યાઓ, તમારા વડીલો એ વડીલો નથી પણ જમાનાના કસાઇઓ છે, દીકરી મુંડીનું વ્યાજ ખાનારા કરમ કુટીઆ કાંધીઆઓ છે, તમને પાળી પોષીને ઉછેરે તે વાત્સલ્ય પ્રેમને વાસ્તે નહીં પણ સ્વાર્થી કન્યાધનને વાસ્તે ઉછેરે છે ! કોમળ કન્યાઓ, પામર પંખીણીઓ, ગરીબડી ગાવલડીઓ, નિરાધાર મૃગલીઓ હવે તમે તમારી કન્યાવસ્થામાં ભવિષ્યમાં સુખી થવાને કમળાપતિ કેશવ ભગવાનનું ભજન કરો."

" કરૂણાના સાગર, નટવર નાગર, વ્હારે ચડો વનમાળી,
ગુણ રત્નાકર, દેવ દીવાકર, પંખીણીઓ સપડાણી;
ઘેરાણી પંખીણીરે, કાંઇ ન સુજે, થરથર ધ્રુજે,
પાર પાડો પુન્યશાળી—૦
વેલી વિંધાણીરે, કોઇ બચાવો, આવોરે આવો,
પરદુઃખભંજન માળી—૦ "

ઝવેરી.

"આ પ્રમાણે સાક્ષર ઝવેરીનું કાવ્ય બોલતી બોલતી કુંદન મણીલક્ષ્મી માતાને બાઝી પડી, ખૂબ રડી; દીકરીને રડતી જોઇ મણીલક્ષ્મી પણ રડવા લાગી અને રડતાં રડતાં તેના મુખમાંથી પરાણે ઉદ્દગાર નીકળી પડ્યા "અરેરે આતે બાળાનો બાપ કે સ્વાર્થનો સાપ" કહી વેલી અને વૃક્ષ બંને લચી પડ્યાં !

# પ્રકરણ ૮ મું.



## મંદવાડ કે કર્મનો ભંજવાડ?



### દોહરો.

બ્હોત ગઈ થોડી રહી ચેતન કાંઈ ચેત,
કાળ ઉંદરડો કાતરે ઉત્તમ આયુષ્ય ક્ષેત્ર. લોકકાવ્ય.



સુરજ, ચંદ્ર અને વરૂણને વશ કરનાર રાવણ પણ કાળના એક સપાટે કુટાઈ ગયો, શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા સારથી વાળો મ્હારથી અર્જુન પણ કાળની ફાળમાં ફસાઇ ગયો, અને માંધાતા જેવો મહિપતિ પણ કાળની દાઢમાં જોતાં જોતાં ચવાઇ ગયો, તો હે અલ્પ આયુષ્યના મનુષ્ય તું કાળની શી વિસાતમાં છે?



કાચા સુતરને તાંતણે જો બાંધી આ જીંદગાની છે,
દરિયા તણાં મોજાં સમી તું જૂઠી જાણ જુવાની છે;
અણધારી એ અજ્ઞાન જો આ આંખ બંધ થવાની છે,
અંતરતણી સહુ આશ અંતરમાં સમાઈ જવાની છે.

નવલકુસુમ.





સૃષ્ટિમાં તાપ પછાડી વૃષ્ટિ છે, અજવાળા પાછળ અંધારૂં છે, દિવસ પાછળ રજની છે, જુવાની પછાડી

જરા છે, ટાઢ પાછળ તાપ છે અને જેમ સુખ પાછળ હમેશાં દુઃખ રહ્યું છે તેમ સંસારમાં નિરંતર જન્મ પછાડી મરણુજ રહેલું છે.

" **बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।**
**वृद्धस्तावच्चिंतामग्नः परमे ब्रह्मणि कोपि न मग्नः ॥** "

" હે અભાગીયા જીવ, બાળક હોય ત્યાંસુધી રમતમાં આશક્ત રહે છે, યુવાની હોય છે ત્યાંસુધી યુવતિમાં આશક્ત રહે છે અને વૃદ્ધ હોય છે ત્યાંસુધી ચિંતામાં–લક્ષ્મીમાં આશક્ત રહે છે પણુ કોઇ દિવસ તું બ્રહ્મસ્વરૂપમાં લીન થતો નથી, તારા આત્મસ્વરૂપને તું ઓળખતો નથી, રે નફ્ટ ધિક્કાર છે તને ! નારાયણુ હરે, નારાયણુ હરે, નારાયણુ હરે ! "

" બાપા તમને શું થાય છે ? "

" બેટા હીરાલાલ મને અત્યારે મારા અવસાન અવસરનું પિછાન થાય છે.

**आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवितं ।**
**व्यापारैर्बहुकार्य भारगुरुभिः कालो न विज्ञायते ॥**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते ।**
**पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥**

આદિત્યના ઉદય અસ્તથી નિરંતર આયુષ્ય ઓછું થતું જાય છે તે જાણુવામાં આવતું નથી, ઘણા કામરૂપી ભારથી ભારે લાગે તેવા જગતના વ્યાપારોથી કાળ ચાલ્યો જાય છે તે જાણુવામાં આવતું નથી, અને જન્મ, જરા, વિપત્તિ અને મરણુને દેખતાં છતાં પણુ ત્રાસ ઉપજતો નથી એનું કારણુ શું ?

કારણ એજ કે મોહથી ભરેલી પ્રમાદરૂપી મદિરાને પીવાથી જગત ઉન્મત્ત થઇ ગયું છે. હે મુરખ મન! હવે તારા ચૈતન્યને તું ઓળખ. ગોવિંદ, ગોવિંદ ગોવિંદ!"

"પિતાજી આમ અકળાશો નહીં! લ્યો જરા ચમચી ગરમ ગરમ દૂધ પીઓ એટલે છાતીની ગભરામણ મટી જશે."

"દીકરા હીરા હવે મને પ્રભુ જ્ઞાનનું ગરમ ગરમ દૂધ પા કે જેથી મારી છાતીમાંથી અજ્ઞાનતાની શીતલતા જતી રહે."

'भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं।
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम्॥
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतांताद्भयं।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयं॥'

"ભોગને વિષે રોગનો ભય છે, કુળને વિષે હલકું થઇ જવાનો ભય છે, દ્રવ્યને વિષે રાજાનો ભય છે, મુગાપણાને વિષે દીનપણું આવવાનો ભય છે, બળને વિષે શત્રુનો ભય છે, રૂપને વિષે જરાનો ભય છે, શાસ્ત્ર ભણવા વિષે વાદ વિવાદ કરવાનો ભય છે, ગુણને વિષે ખળ પુરૂષનો ભય છે અને શરીરને વિષે કાળ થકી ભય છે, એમ સર્વે વસ્તુ પૃથ્વી ઉપર માણસોને ભયવાળી છે, પરન્તુ વૈરાગ્ય એજ એક અભય એટલે ભય વગરનો છે! હરિ, હરિ, હરિ તું અત્યાર સુધી ઓળખવામાં ન આવ્યો તેનો આ રોગ છે. રાધે કૃષ્ણ, રાધે કૃષ્ણ!!"

"બાપા આજે કફનો ઘણો ઉપાડ છે; લાવો ટરપેન્ટાઇન તેલ ચોળી શેક કરૂં."

"ભાઇ હીરાલાલ કફથી મનુષ્યની ઉત્પત્તિ છે અને કફથીજ મનુષ્યનો લય છે. જે જેમાં ઉત્પન્ન થયું તે તેમાં સમાય એ સ્વાભાવિક છે; માટે બેટા હવે મારા શરીરને હરિ નામનો શેક કરો ! આત્મજ્ઞાનનું તેલ ચોળી રામ નામનો શેક કરો એટલે ઝટ કફ ઓગળી જઇ કંઠ દ્વાર ખુલ્લો થઇ રામ નામનો જાપ કરશે. ભાઈ હીરાલાલ, બાળક જાણે કે મારૂં બાળપણ અને તેમાં ભોગવવાના ભોગ સદાય એમજ રહેશે, જુવાનીઆ જાણે કે મારી જુવાની અને તેમાં ભોગવવાના ભોગ સદૈવ એમજ રહેશે અને વૃદ્ધ જાણે કે મારી વૃદ્ધાવસ્થા અને તેમાં ભોગવવાના ભોગ એમજ રહેશે પરન્તુ કાળનો નિયમ એવો છે કે કોઇપણ પદાર્થ એની એ સ્થિતિમાં રહેતોજ નથી. ભોગ અને અવસ્થા કદી ટુંકે કાળે નાશ પામે કે કદી લાંબે કાળે નાશ પામે પણ અવિચળ તો કાંઇ રહેવાનું નહીં. કોઈ પણ અવસ્થામાં કોઇ સદ્વિચાર કે કલ્યાણનું સાધન થયું હોય તો તે અવિચળ રહે છે; આયુષ્યની અવધિને નહીં જાણનાર બુદ્ધિમાનો આજ શું છે આગળ કરશું એમ ધારે છે અને લાંબી આશાની દોરીએ લટકાયા કરે છે. ફાંસીના લાકડાની દોરીએ લટકનારા પાપીઓનો તો તરત છુટકો થઈ જાય છે પણ આશારૂપી દોરીને વળગી રહેલાનો આ પાર કે પેલે પાર છુટકોજ થતો નથી. બાલ્યાવસ્થા પણ વીતે, યુવાવસ્થા પણ વીતે, અને જરાવસ્થા પણ વીતે તો છેવટ જે રહ્યું તે મૃત્યુ કહેવાય. એ મૃત્યુ થતાં પણ આશા સૂક્ષ્મ શરીરને પોતાના કબજામાં રાખી અનેક દુઃખ આપે છે માટે હે અભાગીયા જીવ હવે આશામાંથી અને તૃષ્ણામાંથી મોકળો થઈજા, શિવ, શિવ, શિવ."

" भ्रांतं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलं ।
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला ॥
भुक्तं मानविवर्जितं परगृहेष्वाशंकया काकव ।
तृष्णे जृंभसि पापकर्मनिरते नाद्यापि संतुष्यसि ॥ "

" અનેક પ્રકારના ગઢ વડે પેસી ન શકાય એવા દેશમાં ફર્યો પણ કાંઇ ફળ મળ્યું નહીં, જેવું જોઇએ તેવું જાતિનું અને કુળનું અભિમાન મેલીને ફળ વિનાની સેવા કરી, શંકાવડે કરીને માન મેલીને પારકે ઘેર ખાધું તોપણ હે પાપ કર્મમાં લાગી રહેલી તૃષ્ણા હજી તું વધારે ને વધારે વધતી જાય છે ને સંતોષ પામતી નથી. ધન્ય છે, ધન્ય છે તે પુરૂષને કે, "

' तेनाधीतं श्रुतं तेन तेन सर्वमनुष्ठितम् ।
येनाशापृष्ठतः कृत्वा नैराश्यमवलंबितम् ॥

" જેણે આશાને પાછળ મેલીને નિરાશપણાનું ગ્રહણ કર્યું તેજ સઘળું ભણ્યો, તેણેજ સઘળું સાંભળ્યું અને તેણેજ સઘળું કર્યું; કેમકે ગમે તેટલો વિદ્યાનો અભ્યાસ કર્યો હોય, ગમે તેટલાં શાસ્ત્રોનું શ્રવણ કર્યું હોય અને ગમે તેવાં સારાં કર્મ કર્યાં હોય પણ જ્યાંસુધી આશાને મેલી ન હોય ત્યાંસુધી તે સઘળું વૃથા છે કેમકે એક આશા એ બધાને નિષ્ફળ કરી નાંખે છે માટે, "

या दुस्त्यजा दुर्मतिभिर्जीर्यतो या न जीर्यते ।
तां तृष्णां दुःखनिवहां शर्मकामो द्रुतं त्यजेत् ॥

નઠારી બુદ્ધિવાળાઓએ જે તજાતી નથી અને શરીર ઘસાતાં પણ જે ઘસાતી નથી તે દુઃખને વહેનારી તૃષ્ણાને કલ્યાણની

કામનાવાળા પુરૂષે ત્યાગ કરવી. નારાયણ હરે, નારાયણ હરે, નારાયણ હરે ! !"

"બાપા જરા જરા આમોન્યા સૂંઘો, તેનાથી કંઠ સાફ થશે, શરીરમાં ચૈતન્ય રહેશે અને જરા જાગૃતિ આવશે."

"દીકરા, હવે મને હરી નામનું આમોન્યા સૂંઘવા દે. હે ઘેલા મન હવે જીવતરની તૃષ્ણા તજી દે, જ્યાંથી તું આવ્યો ત્યાં જવાની તૈયારી કર. મિથ્યા માયામાં હવે તું લપટાઇશ નહીં; હાય! જ્યાંસુધી શ્વાસ છે ત્યાં સુધી જીવ તૃષ્ણાને તજતો નથી."

'अंगं गलितं पलितं मुडं।
दन्तविहीनं जातं तुंडम् ॥
करधृतकम्पितशोभितदंडं ।
तदपि न मुंचत्याशापिंडम् ॥'

"હરિ, હરિ, હરિ, હવે બાલ્યાવસ્થા ને યુવાવસ્થામાં ઇંદ્રિયો જે શક્તિ ધરાવે છે તે શક્તિ પણ ક્રમે કરી ઘટતી જાય છે. છેવટ મોઢામાંથી લાળ પડે છે, અનાજ દાંત ન હોવાથી બરાબર ચવાતું નથી, નાક ચૂવે છે, આંખમાંથી પાણી પડે છે, કાને થોડું સંભળાય છે, આંખે થોડું દેખાય છે, ઉચ્ચાર બરાબર થઈ શક્તા નથી, સ્મૃતિ ઓછી થઈ જાય છે, શરીર ભારે થઇ જાય છે, ચામડીમાં કરચલી પડી જાય છે, અંગનું લોહી સુકાઇ જાય છે, પથારીએ પડયું રહેવું પડે છે, ઊઠવું હોય તો લાકડી લેવી પડે છે, માથું હાથ ને પગ થરથર્યા કરે છે, પૂર્વાવસ્થાના જેવી બુદ્ધિ પણ રહેતી નથી, અફીણનું બંધારણ થાય છે, ઘરનાં માણસો અણસમજુ હોય તો પ્રથમના જેટલું માન આપતાં નથી,

કંઈક બોલતાં સહુ બચકાં ભરવા દોડે છે, કુતરાની પેઠે ઘરનાં માણસ કે ઘરનાં ન હોય તો બહારનાં માણસ બચકું રોટલો આપે તે ખાવો પડે છે, પોતાનું માન નહિ રહેવાથી પેટમાં બળે છે, લુગડાં પહેરવા પૂરાં મળતાં નથી, સૂવાને શય્યા પણ મળતી નથી, રામનું નામ સાંભરતું નથી, જીભનો લવારો વધે છે, વખતે મળમૂત્રથી વસ્ત્ર બગડી જાય છે, શરીર મેલથી ગંધાય છે, આગલી અવસ્થા સાંભરી આવવાથી રડી જવાય છે, આવી પરવશ દશા થાય છે તોપણ મૂરખ મન માયામાંથી નીકળતું નથી, રામકૃષ્ણ ગોવિંદ, રામકૃષ્ણ ગોવિંદ, રામકૃષ્ણ ગોવિંદ !"

"બાપા હવે માયા મમતા મુકી દઈ ભગવતને યાદ કરો કેમકે–

'कामं क्रोधं लोभं मोहं ।
त्यक्त्वात्मानं पश्यत कोऽहम् ॥
आत्मज्ञानविहीना मूढाः ।
पच्यंते ते नरकनिगूढाः ॥

કામને, ક્રોધને લોભને અને મોહને ત્યાગ કરી હું કોણ છું એમ આત્માને જુઓ. જેને આત્મજ્ઞાન નથી તે મૂઢ લોકો નરકમાં પડયા સડયા કરે છે."

"ધન્ય છે દીકરા ધન્ય છે તને ! હવે મને તારી વાતો ગમે છે. તું દવા દવા કરીને મારૂં માથું ફોડાવતો હતો તે મને લગારે ગમતું નહોતું; હવે મને ભગવત ભક્તિની સૂચના કરે છે તેથી મારો જીવ ઘણો આનંદ પામે છે. બેટા મારા જેવા ખાઇ પીને ઉતરેલાને વાસ્તે ડાકટરો અને વૈદો કાંઈ કામના નથી; તે તો જુવાનીઆ અને માયાવી જીવોને પ્રિય થઇ પડે છે. મને તારી

અંગ્રેજી દવા કરતાં ભગવતની દવા ઘણોજ સારો ગુણ દેશે; હરિ નામ જેવી ઉત્તમ દવા દુનિયામાં બીજી એકે નથી; અને તારા જેવા ભગવતની ભક્તિ કરો એવું કહેનારા દીકરા પણ મને મારી નિર્ધન અવસ્થામાં મળવા આ જગતમાં ઘણા મુશ્કેલ છે. ઓહો જગતમાં સતસંગત શું નથી કરતી ?"

'जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥'

"કહો કે સત્પુરૂષની સંગતિ શું શું નથી કરતી ? અર્થાત્ સઘળું કરે છે, બુદ્ધિનું જડપણું હરી લે છે, વાણીમાં સત્યતાને સિંચે છે, માનને મોટાઇ આપે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે અને સઘળી દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે."

"બાપા સત સંગતિની ખુબી તો ઓરજ છે, કેમકે–"

'नलिनीदलगतजलवत्तरलं ।
तद्वज्जीवनमतिशयचपलम् ॥
क्षणमपि सज्जनसंगतिरेका ।
भवति भवार्णवतरणेनौका ॥

"કમળના પાનમાં પડેલું પાણીનું ટીપું જેવું મનોહર છે અને જેવું તે ચપલ એટલે ક્ષણવારમાં નાશ થઇ જનારૂં છે તેની પેઠે જીવન પણ મનોહર છે અને ઘણુંજ ચંચળ ગતિનું અર્થાત્ ક્ષણમાં નાશ થઈ જનારૂં છે, માટે ક્ષણવાર પણ જો સત્પુરૂષોની

સંગત થઇ હોય તો તે સંગતિ સંસારરૂપ સમુદ્રને તરી જવામાં વહાણરૂપ થાય છે; માટે બાપા, ”

‘ का तव कांता कस्ते पुत्रः ।
संसारोयमतीव विचित्रः ॥
कस्य त्वं वा कुत आयात ।
स्तत्वं चिन्तय तदिदं भ्रातः ॥ ’

“આ સંસાર અતિ વિચિત્ર પ્રકારનો છે આ સંસારમાં સ્ત્રી કોણ છે, પુત્ર કોણ છે, તું કોનો છું અને ક્યાંથી આવ્યો છું એ તત્વનો વિચાર કરી આત્માને પરમાત્મામાં લીન કરો. ”

“ દીકરા હીરાલાલ મારાથી આજની રાત નીકળશે નહીં તારી મા તને નાનો મૂકી મરણ પામી. હું પણ તને રઝળતો મૂકી જવા તૈયાર થયો છું. દીકરા તારા વાસ્તે મને ઘણું લાગી આવે છે. તું હઠ કરી પરણ્યો નહીં, હવે લગ્નની વાતો લંબાણે પડી ગઈ; મારા હાથ ઘસાઈ ગયા, દીકરા તારા વાસ્તે આ ઘર સિવાય મારી પાસે કાંઈ નથી. બેટા તને વારસામાં હું ફક્ત આ એક ઘરજ આપું છું, એ સિવાય મારી પાસે કાંઈ નથી. દીકરા જ્યારે તારા લગ્નની વાત મારી પાસે છત હતી ત્યારે મેં કરવા માંડી ત્યારે તે વાત તેં કાને ધરી નહીં; કુંદનનું વેવિશાળ થાત પણ પુરૂષોત્તમરામ ઘણાજ લોભમાં તણાયા તેથી વાત વધી પડી; અને મારો હાથ દિવસે દિવસે ટુંકો થતો ગયો અને મારા મંદવાડે તારા નસીબમાં ભંજવાડ કરી દીધો; બેટા જે કાંઈ હતું તે તમામ આ રાક્ષસી માંદગીએ હરી લીધું. દીકરા મારે ઘેર પડી તું કાંઇ સુખ પામ્યો નહીં ! ”

"બાપા આ જગતમાં મુઠી વાળીને આવવું છે અને ખુલ્લા હાથે જવું છે. વારસા કે સાહ્યબી કોઇની આપી કાયમ રહેતી નથી. મોટા મોટા શ્રીમંતો તેમના દીકરાને કરોડો રૂપીઆની સાહ્યબી આપી જાય છે પણ તે સાહ્યબીવાળા છોકરા જોત જોતામાં સાહ્યબી વગરના થઇ જાય છે અને ગદ્ધા મજુરી કરતાં પણ તેમનું પેટ ભરાતું નથી, અને સાધારણ ગરીબ માણસો પોતાના દીકરા પરમાત્માને સોંપી મરણ પામે છે પણ તે અનાથ બાળકો જોત જોતામાં ઇંદ્રનો વૈભવ ભોગવતા માલમ પડે છે. આ જગતમાં કર્મને અનુસાર સુખ દુઃખ દરેક માણસ ભોગવે છે. કોઇ કોઇને દુઃખ દેતું નથી અને કોઇ કોઇને સુખ આપતું નથી; જે કાંઈ જેને થાય છે તે તમામ પોતાના કર્મથીજ થાય છે. એક ભીખારીનો દીકરો આ સંસારમાં અમીરી ભોગવે છે અને એક અમીરનો દીકરો આ સંસારમાં ફકીરી લઇ ફરતો ફરે છે. મનુષ્યને અમીર અને ફકીર બનાવનાર ફક્ત કર્મજ છે. મારૂં તારૂં માન અપમાન સુખ દુઃખ સગા વ્હાલા મા બાપ, સ્ત્રી પુત્ર ભાઇ અને પરિવાર એ સૌ આ સંસારમાં અસાર છે. જેમ જેમ મનડું માયામાં વધારે લપટાય છે તેમ તેમ તે વધારે માર ખાય છે. 'જેમ જેમ મનુષ્ય સુખ સારૂ વધારે પ્રયાસ કરે છે તેમ તેમ વગર બોલાવ્યું દુઃખ હાજર થતું જાય છે. જેમ જેમ માન અને પૈસાની ઈચ્છા વધતી જાય છે તેમ તેમ માન અને પૈસો સો ગાઉ દૂર નાસતો જાય છે.' પિતાજી તમે મને ઘણું આપ્યું છે, એક છત્રપતિ પોતાના છોકરાને જે કાંઈ આપી શકે તેનાથી સહસ્ત્ર ગણું અધિક તમે મને આપ્યું છે. પૈસો અને સાહ્યબી સદાકાળ

એક સ્થળે ટકી રહેતાં નથી. તે કોઈનાં આપ્યાં અપાતાં નથી અને લીધાં લેવાતાં નથી. 'સંતોષ એજ આ સંસારમાં સાચું સુખ છે, નીતિ એજ આ સંસારમાં સાહ્યબી છે, ધર્મ એજ આ સંસારમાં પૈસો છે, સદ્‌વિદ્યા એજ આ સંસારમાં ગાડી ઘોડા છે, અને પ્રમાણિકતા એજ આ સંસારમાં ખરો આનંદ છે.' આ સર્વ વસ્તુઓ તમે મને ભણાવી ગણાવીને આપી છે હવે મારે એથી અધિક કાંઈપણ જોઈતું નથી. આ સંસારમાં એનાથી વધારે સુખકર હું બીજુ કાંઇ માનતો નથી, માટે તમે હવે મારામાંથી જીવ કાઢી નાંખી ભગવાનમાં જીવ જોડો કે જેથી તમારૂં અને મારૂં કલ્યાણ થાય."

દીકરા હીરાલાલ તું ખરેખરો હીરો છે. તારા જેવા સપુત પુત્રથી હું ઘણો ભાગ્યશાળી થયો છું. બેટા હવે મારી આખર અવસ્થા છે. મારો જીવ ગભરાય છે, છતાં પણ હું જે તને કાંઇ કહું તે તું તારા જીવન અંત સુધી જીવની પેઠે જાળવી રાખજે. દીકરા આ સંસારમાં હમેશાં 'તું તારા હાથ સાફ રાખજે તારી આંખો નિરંતર નિર્મળ રાખજે, કાને સાંભળેલી વાત પેટમાં જીરવી રાખજે, વગર રંગાયે દુનિયાના તમામ રંગ જોઇ લેજે, ઇશ્વરની જીવન અંત સુધી ઉપાસના કરજે, સતપુરૂષોની સંગત રાખજે, દુનિયાના તમામ વ્યવહારમાં પ્રમાણિકતા જાળવી રાખજે,' હવે આથી વધારે હું તને કાંઇ કહી શકતો નથી."

"બાપા તમારાં વચન હું પ્રેમથી માથે ચડાવું છું. મારો પ્રાણ જતાં સુધી તમારાં વચનને હું પ્રેમથી જાળવી રાખીશ."

"દીકરા હવે મારૂં જીવનઝાઝ મરણ મહાસાગરમાં ડુબ-

વાની તૈયારીમાં છે. મારો જીવ કાંઇ ઓરજ આનંદ ભોગવે છે. બેટા હવે તું કોઈપણ રીતથી મુંઝાઈશ નહીં. તું જ્ઞાની અને વિદ્વાન્ છે તેથી મારા વાસ્તે કાંઈપણ શોક કરીશ નહિ. હું હવે પ્રભુના ધામમાં જાઉ છું."

"બાપા તમને શું થાય છે ?"

"દીકરા મારા શરીરમાં સર્વત્ર શાન્તિ પથરાઈ ગઇ છે. મારા શરીરની તમામ નાડીઓનું રૂધિર મારા હૃદયમાં આવી ઠલવાઈ ગયું છે. મારા સર્વ શરીરમાં શીતળતા વ્યાપી ગઈ છે. મારી છાતીમાં મારા ચૈતન્ય પ્રવાહનો અજબ ચમકારો ચાલી રહ્યો છે. મહાસાગરનાં મસ્ત મોજાં તરંગે ચઢે તેમ આ તમામ દુનિયા મારી આંખે તરંગે ચઢેલી જણાય છે. સર્વત્ર શુન્યકાર અને અંધકાર ભાસે છે. દુનિયાની કોઈપણ વસ્તુ તથા કોઈપણ સગા વ્હાલા ઉપર મારી આંખ ઠરતી નથી. મારી કીકી મારા શરીરના આત્માને નિહાળવા પ્રયાસ કરે છે. લોચન દુનિયાના દમામથી કંટાળી હવે છેવટનાં મિંચાવા માંડે છે. મારી ઇન્દ્રિઓ આ સંસારની હીલચાલને હવે તજી દે છે. એક ચિદાનંદ જ્યોતિ સ્વરૂપનું મને ઝાંખું ઝાંખું તેજ દ્રષ્ટિગોચર થાય છે. હરિના નામનો મીઠો ટંકાર ધીમે ધીમે મારા શ્રવણમાં અથડાય છે. હવે મારાથી બોલી શકાતું નથી. બે....ટા મારા શરીરના સર્વ અવયવો મારા જીવનપ્રાણને છેલ્લું માન આપે છે. મારા અંગની તમામ નાડીઓ જીવનપ્રાણને છેલ્લીવારનો નિહાળી રહી છે. શરીર શરીરનો ધર્મ બજાવે છે અને મન મનનો ધર્મ બજાવે છે. મન આનંદમાં પડે છે; શરીર શાંતિમાં પડે છે; અને સગા

વ્હાલા ભ્રાન્તિમાં પડે છે. બેટા મારા તને છેલ્લા રામ રામ છે; હવે મારો જીવ હરિ નામથી આનંદ પામે છે માટે મારા અવસાન વખતે ભગવત ભજન મને તું ગાઇ સંભળાવ. નારાયણુ હરે....નારાયણુ હરે....નારાયણુ હરે. રામકૃષ્ણુ ગોવિંદ ! !

*　　*　　*　　*

" વિકટ વાટ સંસાર તણી હરિ પાન્થ ઉગારો,
ભીડભંજન ભેદુ ભગવત ભરૂંસો એક ત્હારો;
તારો કે મારો તથાપિ તારો,
ઉર આશા રંગ અનંત તણો નહીં આરો,
સુખ સાધન સાચો મણી હૃદય રમનારો. "

તારાસુંદરી.

" બાપા રામકૃષ્ણુ ગોવિંદ કહો આ સંસાર અસાર છે, જનમ્યું તે જવાનું છે, જુઓ. "

*　　*　　*　　*

" સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો,
ઉંચો ન આવે કામથી આરામ ના પળવારનો;
આળસ તજી લે તું સજી તજ તંત આ સંસારનો
જાવું જરૂર પડશે ઉઠી ડંકો થતાં દરબારનો. "

તારાસુંદરી.

" ધન્ય છે દીકરા ધન્ય છે તારાં વચનો મારા શ્રવણુમાં અમૃત રેડે છે ! "

" બાપા રામ નામ એજ આ સંસારમાં ખરૂં છે. "

* * * *

" મરડાઈ મદમાં માનવી ઠાલી ભમે માયા ભણી,
પણ કાળના સુસવાટ આગળ તુચ્છ છે એ તાપણી;
ભરપૂર ભાગ્ય બજારમાં નર મમત માત્ર મુળાપણી,
જાશે ઉડી જોતાં મહીં મુક્તિ તણી કર માપણી. "

તારાસુંદરી.

"નારાયણ હરે, નારાયણહરે, રામકૃષ્ણ ગોવિંદ, રામકૃષ્ણ ગોવિંદ."

" બાપા હવે અજ્ઞાનની જાળ તજી દઈ આત્મજ્ઞાનમાં પ્રવેશ કરો. માયાની જાળ તજી દો. "

* * * *

' જોને ઝીણી આંખ ખોલી અજ્ઞાની જરા જોને૦
કેમ માયામાં રહ્યો તું ડોલી–૦
સીતા હરી જ્યારે રાવણે ગઇ કયાં રામની શક્તિ અતોલી,
એજ રાવણ બળ કયાં ગયું જ્યારે રામે લંકા રોળી–૦
દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે જાય ચૂલે ચઢી ચતુરાઈ,
હાથ કેરાં હથિયાર રહે હાથમાં એમનાં એમ કટાઈ–૦ '

નવલકુસુમ.

"રામકૃષ્ણ હરે, રામકૃષ્ણ હરે, દીકરા મારો આત્મા હવે બહુજ શાંતિ પામે છે."

"બાપા હવે જીવને એકતાર કરો. પ્રભુ સાથે સુરતા બાંધો, આ સંસાર તો એક મુસાફરખાનું છે."

*　　　*　　　*　　　*

"સંસાર સમજી લે શાણા મુસાફરખાનું,
કોઈ નથી ટકયું કોઈ નથી ટકવાનું—શાણા૦
દૂર દેશ તારો પ્યારો, અરે પરદેશી શાણા,
કાલે સવારે ઉડી તારે તો જવાનું—શાણા૦
સગાને સબંધી તારા પંખીનો મેળો શાણા,
તારૂં જે માન્યું તે તો ન્યારૂં છે થવાનું—શાણા૦"

નારાયણ પંડીત.

"નારાયણ હરે, નારાયણ હરે, નારાયણ હરે."

"બાપા હવે જીવનમુક્તિની ગરબી એકતાર થઇ સાંભળ્યા કરો."*　　*　　*　　*　　*

મરવાં દોહ્યલાંરે કાયા કેમ કરી છોડાશે,
ચિંતા ચિતમાંરે શી ગતિ મરણ પછીથી થાશે;
કંચનવરણી કાયામાં કંઈ રોગ ઘણા ઉભરાશે.

મરવાં દોહ્યલાંરે.

મરવાં સોહ્યલાંરે, સંતો સુખે જગતથી જાશે,
નીતિ ભક્તિમાંરે, રહીને પરમારથમાં ધાશે;
ચેતી ચાલ્યા ચિતમાં તે, જરા નહીં પસ્તાશે.

મરવાં સોહ્યલાંરે.

સુખ સંસારનાંરે, મરતાં માણસને સાંભરશે,
ભોગ ભલા ભલા કરે, મૂકી કાય મશાણે ઠરશે;
વહાલાંને કરી વેગળાં, આ જીવ જતાં અકળાશે. મરવાં દો૦

વૈભવ વિશ્વનારે, મરતાં સંત નહિ સંભારે,
કાયા કયાં પડીરે, ધન સુત દારા સર્વ વિસારે;
શરણાંગત જગદીશનો, અવિનાશી થઇને ચાલે. મરવાં સો૦

સહુ જન કષ્ટમાંરે, એને દેખીને દિલ દાઝે,
આંખે આંસુડાંરે, સૌનાં મુખ ભર્યાં ઉચાટે;
દુઃખીઆ આ દેખાવથી નિજ હૈડું કેમ ન ફાટે. મરવાં દો૦
જુઠા જગતનેરે, જેણે પ્રથમ થકીજ પિછાણ્યું,
સુખ દુઃખ સામટુંરે જેણે મનથી મિથ્યા માન્યું;
ઈશ્વરને શરણે થયો તો સુખરે મરવાં ટાણું. મરવાં સો૦
સહુ વિંટાઇનેરે, વહાલાં બહુજ વિલાપે રડશે,
સ્વર નીશ્વાસનારે, મરતા જનને કાને પડશે;
વજ્ર તણી છાતી હશે પણ એક પલક પીગળશે. મરવાં દો૦
સૂતાં સાંભળેરે, સંતો શાંત મને સુખ ઝાઝે,
નાદ નવા નવારે, મીઠા થાય મધુર અવાજે;
જાણે દુંદુભી દેવનાં કંઈ ગગન વિષે રહી ગાજે. મરવાં સો૦
કાયા કંપશેરે, મરતાં કંઠ બહુ રૂંધાશે,
ભૂખ્યા પેટમાંરે ફળ કે અન્નોદક નહિ જાશે;
ઉરમાં છે ઈચ્છા ઘણી પણ મુખથી નહિ બોલાશે. મરવાં દો૦
આત્મા એકલોરે જૂદો કાય થકી પડી જાશે,
કષ્ટો કાયનાંરે, તેથી તેને નહીંજ જણાશે;
ધ્યાન ધરી જગદીશનું તે પૂર્ણ કામ બની જાશે. મરવાં સો૦
છોડી કાયનેરે, કયાં આ જીવ તણી ગતિ થાશે,
આપે એકલોરે આગળ અંધારે અથડાશે;
નિજજનથી નોખો પડયો છે કોણ હવે કર સહાશે. મરવાં દો૦
સાચા સંતનેરે, પ્રભુજી સદા વસે સંગાથે,
એ નથી એકલોરે, પ્રભુ છે મુઆ પછી પણ માથે;
સુખીઓ જીવ સદા રહે જ્યાં સાચો બેલી સાથે. મરવાં સો૦ "

સુબોધ ગરબાવળી.

હીરાલાલના પિતા દોલતરાયની હવે આંખ થરડાવા લાગી, હાથે પગે શીત આવી ગયાં, વાચા તૂટવા લાગી, હાથ પગ જરા જરા ખેંચાવા લાગ્યા; ડોસાએ ડાક નાંખી દીધી. હીરાલાલે જાણ્યું કે પિતાનો અવસાન કાળ હવે પાસે આવ્યો; આ વખતે હીરાલાલની વિદ્વત્તા, જ્ઞાન અને હીંમત પિતાપ્રેમ આગળ દબાઇ ગઇ, તેની આંખમાંથી ચોધારે નીર વહેવા લાગ્યાં. એકદમ સગડી ઉપર શેકનાં પોતાં ગરમ કરી કરી છાતી શેકવા લાગ્યો. જરા જરા આમોન્યા સુંઘાડવા લાગ્યો. ચમચી ગરમ દૂધ પણ ગળામાં રેડયું તે એમને એમ ગળામાં ભરાઈ રહ્યું, તાંત બોલવા લાગી, શ્વાસ ચાલુ થયો અને છેલ્લી પ્રાણનાશક તંદ્રામાં દોલતરાય પડયા. હીરાલાલે કાનમાં મોં રાખી બાપા બાપા કહી બોલાવ્યા પણ ઉત્તર મળ્યો નહીં હવે તેની ધીરજ ન રહી, તેણે પોતાનાં પાડોશી સગાં વ્હાલાંને બોલાવ્યાં; સર્વે જણાં જોતજોતામાં આવી ડોસાની આસપાસ વિંટળાઈ વળ્યાં. ડોસાને પથારી પરથી કામળે લીધા અને ચોકો કરાવ્યો. હીરાલાલે આ વખતે વધારે ધીરજ રાખી પિતા પાસે બેસી ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરવા માંડયો. ગાયત્રી મંત્રના ઉચ્ચારે ડોસાની આંખ જરા ઉઘડી; તેના મુખમાંથી ‘ હીરા ’ શબ્દ નીકળ્યો, હીરાલાલ પાસે ગયો; ભાગ્યાતુટયા શબ્દો ડોસા બોલવા લાગ્યા. “ બે....ટા....હીરા.... હું....હ ...વે જાઉંછું. ”

“ બાપા કશામાં જીવ રાખશો નહીં. મારી ફીકર કરશો નહીં, રામકૃષ્ણગોવિંદ રામકૃષ્ણગોવિંદ કહો. ”

"રા....મ....કૃષ્ણ....ગોવિંદ" કહી ડોસાએ ગાયત્રી મંત્ર જપવા માંડયો, એક બે વાર ડોસાએ મંત્ર પૂરો કર્યો; અને ત્રીજી વાર બોલતાં બોલતાં ડોસાએ પ્રાણ તજી દીધો. હીરાલાલે પ્રાણ પોક મૂકી પિતાનો છેલ્લીવારનો પ્રેમ સંભાર્યો. પિતાનો પ્રાણ ગયા પછી હીરાલાલ પોકે પોકે રડયો; તેના મુખમાંથી છેવટના ઉદ્‌ગાર નીકળી પડયા, "અરેરે આ તે પિતાનો મંદવાડ કે મારા કર્મનો ભંજવાડ?"

# પ્રકરણ ૯ મું.

## સુધારે ચઢેલી સુંદરી કે કુધારે કુદેલી વાંદરી ?



### દોહરો.

ભણી ગણી સમજે નહીં શું છે સારાસાર,
ચંદન ખરને લાદીએ તોપણ જાણે ભાર.



સફાઈબંધ કીંમતી કપડાં પહેરે સુધરેલા થવાતું નથી, ઘણી ભાષાનાં ભણતર ભણ્યે સુધરેલા થવાતું નથી, ખોપરીમાં પવન રાખી અક્કડ ફરવાથી સુધરેલા થવાતું નથી, પણ વખત આવે પોતાનો જાતી ભોગ આપે જગતમાં સુધારાની ગણના થાય છે.



સાચી સુધારામાં રહી સુધરેલ વસ્તુ આટલી,
ઘડીઆળ ચસ્મા સ્ટીક ને છત્રી સોડાની બાટલી;
સાહેબજીમાં સરભરા શેકહેન્ડ કર્યાથી થાય છે,
ફેશન તણા ફંદે ચઢી આ હિંદ વંઠી જાય છે.



દયા વિનાનો ન્યાય, વિનય વગરની વિદ્યા, નાક વિનાનું મુખ, કીકી વગરની આંખ, ચંદ્ર વિનાની રજની, વિચાર વિનાની વાણી અને વાસ વિનાના કુસુમની

જગતમાં જેમ અવગણુના થાય છે તેમ અંકુશ વિનાની સ્વતંત્રતાની પણ છચોક ફજેતી થાય છે.

*　*　*　*

" કરીએ નવીન સુધારો, (૨)
ઓફ કોર્સ,
કાઢી પ્રાચીન કુધારો, (૨)
વેરી ગુડ.
વિધવાનાં લગ્નો કરીએ, (૨)
ઓલ રાઇટ,
સધવા સ્વચ્છંદી ફરીએ, (૨)
ઇટ મસ્ટ બી સો,
ના લોક લાજથી ડરીએ, (૨)
નેવર, નેવર,
મન માને ત્યાં દીલ ધરીએ, (૨)
ધેટ્સ ઇટ.
બસ નવીન નવીન સુધારા કરીને
ભારત ભૂમિને તારો, (૨)
હુરરે, હુરરે, હુરરે. જોય; જોય;—૦ "

સ્વતંત્રતા અને સુધારાની હિમાયત કરનારી સુધરેલી સુંદરીઓ કપિલાના દિવાનખાનામાં એક સુધારા સમાજ એકઠી કરવાના વિચાર સારૂ ભેગી થઇ હતી. આવતા અઠવાડીઆમાં સુધારાની એક સ્રીઓની મિટીંગ હોલી હૉલની અંદર બોલાવવી અને તેની કેવી રીતે વ્યવસ્થા કરવી તે સંબંધી વિચાર કરવાને સારૂ કેસર અને કપિલા પાસે આવી હતી. નવલશંકર,

રસિકલાલ ગિરજાલક્ષ્મી સુભદ્રા અને સર્વે ભેગાં મળી સર્વાનુમતે લેડી લાઇટને પ્રમુખ સ્થાને નિમવાના નિર્ણય ઉપર આવ્યાં હતાં. ભાષણો પસંદ કરી એક ચુનંદા લેખક પાસે લખાવી ભાષણ કરનાર સ્ત્રીઓને વ્હેંચી આપ્યાં હતાં. શી રીતે બોલવું, પોઝીશનમાં કેમ ચાલવું, કેવી રીતે સત્કાર કરવો, એટીકેટ કેવી રાખવી વગેરે સુધારા સાહિત્યનું લેસન કપિલાના દિવાનખાનામાં અપાતું હતું. દિવાનખાનું સુધારાના વિચારથી ઉભરાઈ જતું હતું, અત્યારે સુધારાનું નૂર નવયુવાન યુવતીઓના મુખ ઉપર સારી રીતે ઝળકવા લાગ્યું !

"યસ વેરી ગુડ માય ડીઅર, હા ઘણું સારૂં મારી વ્હાલી કેસર, જો ઇશ્વર આપણી ન્યુ એસ્ટાબ્લીસ્ડ નવી સ્થાપેલી સુધારા સમાજનો ઉદય કરે તો આપણે જરૂર એક બે વર્ષમાં ભારત ભૂમિની આર્યબાળાઓનાં કષ્ટ ઓછાં કરી નાંખી તેમને સુધારાના શિખર પર ચઢાવી સ્વતંત્રતાના સાચા સુખની મઝા લેવરાવીએ."

"કપિલા યુ આર પરફેકટલી રાઈટ, તમે સંપૂર્ણ રીતે ખરૂં કહો છો."

"કમળા ઈડીઅટ બેવકુફ હિંદુઓની પ્રાચીન અનાર્ય રૂઢિઓએ આર્યબાળાના સુખનું સત્યાનાશ વાળ્યું છે. ગરીબ ગાય જેવી ગોરીઓ રાત દિવસ દુઃખમાંજ રીબાતી રહે છે; અને ટાઈગર હાર્ટેડ, ક્રુઅલ માઇન્ડેડ ઘાતકી હૃદયના વાઘ જેવા મનના ધણીઓ જે સુધારાના બીટર એનીમીઝ હડહડતા દુશ્મનો છે તેઓ સુખેથી મ્હાલતા ફરે છે."

"ઓહ મંજુલા, ધે ફુલ્સ વોન્ટ ટેક એની ફીલીંગ ફોર ધી પુઅર ફેરસેકસ. તે બેવકુફો ગરીબ નાજુક જાતને વાસ્તે કાંઈ પણ લાગણી ધરાવતા નથી."

"નિર્મલા બ્હેન, તે રાસ્કલ હિંદુઓની થીઓરી તર્ક એવી તો એક્સ્ટ્રા–ઓરડીનરી વિચિત્ર છે કે પોતે મનગમતી છુટ લે અને સ્ત્રીઓને કહેશે કે તમે એકાંતમાં બેસી પ્રાણનાથની માળા જપો માળા! ઓહ ફાઇ અપોન ધેમ, ધિક્કાર છે તેમને, બિચારી બાળાઓએ શાં પાપ કર્યા ?"

"કેસર બ્હેન, તે સ્ટુપીડ રોગ્સ મૂર્ખ લુચ્ચાઓ તો જો પોતાની સ્ત્રી સાથે સ્લાઇટ સ્હેજ ક્વૉરલ કંકાસ થાય તો તરતજ તેનાં ઘરાણાંગાંઠાં પાણી કરી બિચારીને એકદમ ટર્ન આઉટ કરી ઘરમાંથી કાઢી મુકે, અને પોતે ન્યુ મેરેજ ફરી લગ્ન કરે. પેલી બિચારી ઘાતકી રૂઢિથી સપડાએલી અબળાનું કાંઇપણ પરિબળ પેલા કસાઇ ધણી આગળ ચાલે નહીં. ઓહ સૉરી, સૉરી ફૉર ધી ફેરસેકસ, અરે નાજુક જાતીને વાસ્તે હું ઘણીજ દીલગીર દીલગીર દીલગીર છું."

"કપિલા બ્હેન છાની રહે, છાની રહે, મારૂં તો હૈયું હાથ નથી રહેતું. મારૂં કાળજુ તો ઉથલપાથલ થઇ જાય છે."

"મારી બ્હેનો જો તમને ગૉડે પ્રભુએ સુધારાના ચુસ્ત હીમાયતી પુરૂષોત્તમરાયને ત્યાં જન્મ ના આપ્યો હોત તો મારા જેવી સેંકડો સુંદરીઓ દુ:ખમાં રીબાઈ રીબાઇને મરી જાત."

"તમારા ઘરના સુધારાની અસર અમારા ઘરમાં પણ થઈ છે અને તેથીજ અમે તમારી સાથે સુધારામાં ભાગ લેવાને

શક્તિમાન્ થયાં છીએ !"

"ઈંદિરા બ્હેન. આ વખતે પુરૂષોત્તમરાયભાઈની સઘળી દીકરીઓ મેટ્રીકમાં સાથે પાસ થઈ છે."

"હા તમારૂં કહેવું ખરૂં છે. કુંદન અને કુસુમ સિવાય સઘળું ઘર આપણા સુધારામાં સામેલ છે. ડોસા પણ સામેલ છે; ફક્ત ડોશીજ જુદાં પડી જાય છે, પણ તેમનું કાંઈ ચાલે તેમ નથી."

"કેસર બ્હેન, કુસુમ આપણા પુરાણા રીતિ રિવાજોની ચુસ્ત હીમાયતી છે; અને તેની જોડે કુંદન પણ સામેલ છે. આપણે બધાં સુધારામાં પ્રોમીનન્ટ આગળ પડતો ભાગ લઈએ છીએ તેના કરતાં તેઓ રૂપીએ આની પણ લેતાં નથી. ઉલટાં આપણને છચોક ધિક્કારે છે."

"ઓહ યસ આઇ રીઅલી કન્ફેસ ઇટ. હારે હા, ખરેખર હું તે કબુલ કરૂં છું. મને તેનો અનુભવ પણ છે."

"બ્હેનો તે આપણી સમાજને વાસ્તે લાયક નથી."

"અરે નથી તો કાલ સવારે લાયક થશે, કેમકે તેમના વર મધુકર આપણી સમાજ તરફ માન ભરી નજરે જુએ છે, અને ખરા અંતઃકરણથી આપણા વિચારને અનુમોદન આપે છે, એટલે કુસુમબાનું ટાયલું તેમના આગળ ચાલે તેમ નથી."

"બ્હેનો મને તો જંગલી હિંદુઓનો ફેઈસ ચ્હેરો પણ જોવો ગમતો નથી. તે એટલા તો ક્રુએલ છે ઘાતકી છે કે તેમની ક્રુએલીટીના ઘાતકીપણાના દાખલા જોઇને મને કંપારી આવે છે."

"હા બ્હેન હા, મારી પાડોશમાં પણ મેં એવો ઘાતકી બનાવ જોયો હતો. આ નવલ બ્હેન જે મારી સાથે આજે અહીં

આવેલાં છે તેનુંજ તાજું દૃષ્ટાંત તેમના રંડાપા વખતે બન્યું છે તે હું તમને કહી બતાવું છું."

" કેસર બ્હેન હું મારોજ અનુભવ તમારી આગળ મારા મુખથી કહી બતાવું છું, જે તમે સૌ કાઈન્ડલી મહેરબાની કરીને હીઅર શ્રવણ કરશો."

'ઓહ યસ વુઈ આર વેરી વીલીંગ ટૂ હીઅર યોર એકસ-પીરીઅન્સ, હારે હા અમે સઘળાં તમારો અનુભવ સાંભળવાને ઘણાં ખુશી છીએ, કારણ કે તમે અંતઃકરણથી સુધરેલા વિચારનાં છો."

"બ્હેનો મારા હસબન્ડ પ્રિયતમને મરી ગયાને છ માસ થએલા છે. મારા દાદા ધીરજલાલે મારૂં લગ્ન પૈસાની લાલચે એક મરણને શરણ પડેલા ખોખલા ખવીસ સાથે જ્યારે મારા ફાધર દિનકરરાવ અમેરિકામાં એમ ડીની વૈદક ડિગ્રીનો અભ્યાસ કરતા હતા, ત્યારે તેમની ગેરહાજરીમાં કરી દીધું. હું પરણીને સાસરે પણ ગઇ નહીં તેવામાં એ ડોસલો અચાનક ડાઈડ મરણ પામ્યો. બ્હેનો જ્યારે તેને બાળવા લઈ ગયા ત્યારે મોટી મોટી સાઠ સાઠ વરસની ડોસલીઓએ આવીને મને જે જે દુઃખ દીધું તે કહી બતાવતાં મારૂં હૈયું મારા હાથમાં રહેતું નથી. મારી પાસે આખો દિવસ સખત રીતે કુટાવરાવ્યું; મારી સુંદર બંગડીઓ તોડી નંખાવી; રાતે પણ જરા જંપવા દીધી નહીં. હું આખો દિવસ થાકી પાકી ભુખી તરસી જે કુટી કુટીને તે વખતે મરવા જેવી થઈ ગઈ હતી ત્યારે મને કાંઈ પણ ખોરાક નહીં આપતાં ફક્ત બાજરીનો લોટ પાણીમાં નાંખીને પાઈ દીધો. આ

પ્રમાણે મને સખત દુઃખ દીધું અને દશમાને દિવસે મારો બ્યુટીફુલ હેન્ડસમ સ્પ્લેન્ડીડ નાઇસ સુંદર ચોટલો કે જે સુંદરીઓનું બેસ્ટ સ્પેશીયલ એક ખાસ ઉત્તમ ભૂષણ ગણાય છે તેને કાપી નંખાવ્યો, અરરર બ્હેનો કહો કેટલો જુલમ ?"

"અરે ઘણોજ જુલમ જુલમ જુલમ."

"બ્હેનો જ્યારે મારા ફાધર એમ ડીની ડિગ્રીમાં પાસ થયા ત્યારે તેમને મારા દુઃખની ખબર પડી, તે જલ્દીથી અહીં આવ્યા; તે વખતે મારા દાદા મારા પિતા જે એક સુધારાના ચુસ્ત હિમાયતી હતા તેની બીકથી ફફડીને મરી ગયા. મારા પિતાએ અહીં આવીને મારાં સગાં વ્હાલાંઓને સખત રીતે ધમકાવ્યાં, અને તેમણે મારૂં પુનર્લગ્ન કરવાની ઇચ્છા બતાવી અને મને આટલી બધી છુટ આપી ને તમારી સમાજમાં ભાગ લેવાને આગળ કરી."

"અરે તમારા પિતાજીને ઘણોજ ધન્યવાદ ઘટે છે. અમે સઘળાં ઇશ્વર પ્રાર્થના કરીએ છીએ કે તમારા પિતા દિનકરરાવ એમ ડી જેવા સાચા દીલના સાહસિક સુધારકોનો ભારત ભૂમિમાં ઉદય કરો અને દરેક માણસ નવલશંકર, નવનિતલાલ અને રસિકલાલ જેવો રીફોર્મર સુધારક બનો."

"અરે તમારૂં સત્યાનાશ જાય ડેવીલ રાક્ષસ હિંદુઓ! વ્હેન વીલ યુ ટેક પીટી ફોર ધી પુઅર યંગ વીડોઝ ? તમે ગરીબ જુવાન વિધવાઓને વાસ્તે કયારે દયા લાવશો ?"

"બ્હેનો નવલબા જેવી વિધવાઓને આપણી સમાજમાં પકડી લાવો; આપણે તેમને સુધારા સ્મૃતિનાં નવીન સિદ્ધાંતો

શીખવાડીને સુખી કરીશું. આપણી સ્મૃતિની ફર્સ્ટ એઇમ પહેલી ધારણા તો એ છે કે વિધવા વુમેનનાં સ્ત્રીઓનાં રીમેરેજ પુનર્લગ્ન કરાવવાં. સેકન્ડ એઇમ એ છે કે જો કોઇપણ પ્રીમેલ સ્ત્રી પર તેનો હસબન્ડ ઘણી ઘાતકી વર્તણુંક ચલાવતો માલમ પડે અને તેને મન ગમતી સ્વતંત્રતા ન આપે તો તેના છુટા છેડા ડાઇવોર્સ હાઇકોર્ટ મારફતે કરાવવા. થર્ડ એઇમ એ છે કે સધવા સુન્દરીઓનાં ઘાતકી રૂઢિઓનાં બંધનો તોડી નાખીને તેમને હરતી ફરતી સ્વતંત્ર આપણા જેવી સુધારકો બનાવવી. ”

“બ્હેનો સેકન્ડ એઇમની બાબતમાં હું મારી જાતનો સેલ્ફ સેક્રીફાઇસ જાતી ભોગ આપીને સુધારાના કટ્ટા શત્રુઓને એક તાજોજ દાખલો આપીને તેમની આંખો ઉઘાડનાર છું. હું પોતેજ ડાઇવોર્સ લઇશ. ”

“કેસર બ્હેન યોર નોશન્સ આર નોબલ તમારાં વિચાર ઉમદા છે, જ્યારે તમારા કહેવા પ્રમાણે સુધારા આપણી આર્ય સ્ત્રીઓમાં દાખલ થશે ત્યારેજ આપણો ઘરસંસાર સુખી થશે. ત્યારેજ આપણી સંતતિ હેલ્ધી, વેલ્ધી અને બ્યુટીફુલ તંદુરસ્ત, શ્રીમંત અને સુંદર થશે. ”

“ કપિલા બ્હેન યુ આર પરફેક્ટલી રાઇટ ઇન યોર વર્ડસ તમે સંપૂર્ણ રીતે તમારા કહેવામાં ખરાંછો. પ્રાચીન જંગલી રૂઢિઓને પરવશ પડેલા બેવકુફ હિન્દુઓ પોતાની પર્સનાલિટી ભૂલી જઇને જેઓ આપણા જેવી સાચા દીલની સુધારકો અને દેશ હિતચિંતક સ્ત્રીઓની રાત દીવસ આંખો મીંચીને નિંદા કરે છે તેવાઓને ટુંક સમયમાં આપણા સુધારાથી સુધારાનો

સાચો ઘડો મળશે. ”

“ખરેખર બ્હેન હવે સઘળી આર્ય મહિલાઓનાં દુ:ખનો નાશ થશે અને ચોગરદમ આપણી સમાજનો જયજયકાર થશે.”

“મંજુલા બ્હેન આપણે શા માટે પતિની વધારે પરવા રાખવી ? જો તે આપણા જેવો સુધરેલ વિચારનો હોય તો તે આપણો ફ્રેન્ડ છે નહીં તો એક સાધારણ માણસ છે. ”

“ ખરી વાત છે જો તે સુધરેલ વિચારનો ન હોય તો તે આ સંસારનો બોજ ઉપાડનાર એક બળદીઓ છે. ”

“ અરે ઘરનું ગધાડા વૈતરૂં કરનાંર એક મજુર છે. ”

“ અરે જો સ્ત્રીના વિચારથી પુરૂષ વિરૂદ્ધ પડે તો તે એક હેવાન છે. ”.

“ ધણી કોણ ? એતો એક પોપટ ! ”

“ અરે પુરૂષો તો નારીના કટાક્ષ પાસે એક ગુલામ છે. અબળાથી એ તો સદાય આંધળા છે. ”

“ લીલુ બ્હેન તમારી કળા તો કાંઈ ઓરજ છે ! ”

“ કેમ ન હોય ? કામનીની કળાનો તો કાંઈ પારજ નથી.”

“ લીલાં એમાં ઓર કળા તે શાની ? ”

“ વળી ઓરજ તો ! ”

“ કેમ ? ”

“ કેમ અલી નહીં ? તેં તો તારા ચિત્તના ચોરને પાળેલો પોપટ કરી પાંજરામાં પૂરી દીધો છે. તે તો બિચારો હાજર ને હાજર, કાંઇ બોલે કે ચાલે જાણે અચરે અચરે રામ !! ”

“ અરે જ્યારે ધણીને અચરે અચરે રામ પોપટ જેવો

બનાવે તેનુંજ નામ પ્રવીણ પ્રેમદા."

"અમારે તો એવું નહીં બા. એમને તો શુકનમાં સોટી ને વાતો કરવી સોટી. બચ્ચું બા એમના આગળ તો મારાથી જરાએ બોલાયજ નહીં ને આઘું પાછું જવાય પણ નહીં; એ તો ચાર દિવસથી ગામ ગયા છે એટલે હું અહીં આવી છું; નહીં તો મારાથી એક તસુ પણ ખસાય નહીં. બ્હેનો જ્યારે તમે સૌ આગળ પડીને સુધારામાં ભાગ લેશો ત્યારેજ અમારાં અબળાનાં દુઃખ ઓછાં થશે. એતો જાણે શેઠ ને હું તો જાણે ચાકર; જરા કાંઈ વાંક આવે તો બરડો કરવો હાજર! ખરી વાત છે તેમાં કાંઈ અસત્ય નથી." આ પ્રમાણે સુધારાની રંગત જામી રહી છે તેવામાં વસુમતી રૂક્ષ્માણીને લઈ દિવાનખાનામાં દાખલ થઈ અને ડોશી મણીલક્ષ્મી પણ છાનાંમાનાં લપાઇને સુધરેલો વિનોદ સાંભળવા લાગ્યાં.

"આવો આવો વસુમતી! ઓહો રૂક્ષ્માણી ભગતાણી તમે અહીં ક્યાંથી?"

"તમારાં દર્શન કરવા."

"વસુમતી બ્હેન, આ ભગતાણીને આજે અહીં ક્યાંથી પકડી લાવ્યા છો?"

"એમનો તો રસ્તામાં સંગાથ થયો. હું તમારે ઘેર આવવા નીકળી હતી પણ રસ્તામાં રૂક્ષ્માણી ભેગાં થયાં એટલે એમને પરાણે અહીં ઘસડી લાવી છું."

"રૂક્ષ્માણી બ્હેન આવો બેસો અહીં ગભરાશો નહીં! અહીં નથી તમારા ભગત ડાહ્યાભાઈ જેવી આભડછેટ!"

"આવો બ્હેન બેસો. જરા્ પણ શરમાશો નહીં, લ્યો જરા સૅાડાવૅાટર, લેમોનેડ, આઇસ લેશો !"

"અરે થુ થુ થુ બ્હેન એતે તમે શું બોલ્યાં ? એ તે મારૂં રોયું વટલાઇ મરાય. પેલા ઢેડ, ભંગીઆ, વાઘરી, કોળી વગેરે પીએ છે તે બાટલીઓ તેમના મોંઢે માંડેલી આપણાથી પીવાય ? એ તો વટલાઇ મરાય. તમે બધીઓ ભણી ગણીને આવુંજ પીઓછો ? આને સુધારો કહો છો ? અરરરર ઑય મા જીવ જાય તો ભલે જાય; પણ આવું પીવાય ? બામણ થઇને વટલાય ? ધરમ જવા દેવાય ?"

"અરે વસુમતી આ કેસરપપ્પુ ભગતાણીને અહીં ક્યાંથી પકડી લાવ્યાં છો ? એ આપણા સુધરેલા રીતિ રિવાજોમાં શું સમજે ?"

"હશે હવે તમે તેમનું નામ ન દેશો. કહો શા ગપાટા ચાલે છે ?"

"આ બધી બ્હેનો ભેગી થઇને સુખ દુઃખની વાતો કરીએ છીએ, અને સ્ત્રીઓનો કેમ ઉદય થાય, તેમની જીંદગી શી રીતે સુધરે, શાથી સુખ પામે, તેનો વિચાર કરીએ છીએ."

"આ એનો વિચાર કરીએ છીએ, અને ધણીના જુલમના ભવાડાની વાતો પણ કરીએ છીએ. હું રોજ રૂક્ષ્માણી બ્હેનને આપણી સભામાં આવવાનો ઉપદેશ કરૂં છું પણ તેમને કાંઇ અસરજ થતી નથી. બ્હેનો તેમના ધણી ડાહ્યાભગતની તેમના ઉપર એટલી બધી સખ્તાઈ છે કે તે બહાર પણ ચસ્કી શકતાં નથી; એમની આવી દશા જોઇને મને બહુ દયા આવે છે,"

" અરરર એટલો બધો જુલમ ! હું ઘણી દીલગીર છું. આ કેદખાનું તમારાથી શી રીતે સહન થાય છે ? "

" આ તેમના ધણી ભગત રહ્યા, એટલે વાત વાતમાં કુડુ પડે ને ચિડાઇ જાય. આ પવિત્ર અને આ અપવિત્ર, ફલાણાને કેમ અડી ? હાથ પગ ધોયા ? નાહી ? લુગડાં બદલ્યાં ? બહાર કેમ ગઇ ? અપવિત્ર જગ્યામાં પગ પડયા માટે ફરી નાહી નાંખ; વગેરે કહી કહી બિચારીની પત્તર ફાડી નાંખે, મારે ઝુડે રોજ કકળાટ કરી મૂકે. ડાહ્યાભાઇ જુના વિચારના હિમાયતી, વૈષ્ણવ ધર્મ પાળનારા, અને તેમાં વળી ભગત :એટલે આખું જગત અભડાઇ ગએલું દેખે અને બિચારી બાયડીને રોજ આખો દહાડો કુંભાર જેમ ટપલો ટીપ ટીપ કરે તેમ ટીપે ! ! "

" અરે મુવા એ માલ વિનાના ધણી, એ તે ધણી કહેવાય કે જમ કહેવાય ? "

"અરે બ્હેન ખમ્મા કરે મારા ધણીને ! મારા ધણીને તમે જો કાંઈ આઘું પાછું કહેશો તો તમે તમારી વાત જાણ્યાં ? મારતો મારતો ધણી પણ મારા શરીરનો ધણી છે, મારા મનનો મણી છે, મારા માથાનો મુગટ છે અને મારો સાચો ઈશ્વર તે છે ! ! "

" એ તમારા જેવી ભીખારણોએજ આ હિંદુ સંસારનો અવતાર બાળ્યો, અને દેશની પાયમાલી કરી નાંખી ! ! "

"ત્યારે તમારા જેવી ભણેલી ગણેલી ભામનીઓએ ધણીના ભવાડા કરી દેશનો કેટલો ઉદય કર્યો તે તો બતાવો ? "

"અરે અમેજ તમારા જેવાં જંગલી ડોબાંઓના કપાળમાં

લાત મારીને દેશનો ઉદય કરીશું, તમારા જેવી પોમલી ધણીને માથાનો મુગટ ગણનારી સ્ત્રીઓએજ જંગલી ધણીઓને ફટાડી દઈ ગરીબ ગાય જેવી ભોળી ભામનીઓના સંસાર સુખની પાયમાલી કરી છે. તમારા જેવાં ભગતડાંઓએજ જગત નીચોવી નાંખ્યું છે !"

"એ તમારા સુધરેલા અને અંગ્રેજી ભણેલા ઢેમ બલાડી ડોગ કેટ કહેનારા સાહેબના બબરચી જેવા ધણીઓ કરતાં અમારા ભોળા ગાંડા ઘેલા ભગતડા ધણી કરોડ દરજ્જે સારા છે. આ મારૂં રોચું વારે ઘડીએ ઘરમાં ને બહાર યસ નોની વાત ને ઉપરથી એક લાત! અરે બળ્યા તમારા સુધરેલાના અવતાર!"

"એતો એવું બા ! કોને કહીએ બા ? કોઇને કાંઈ કહેવાય ? કહેવાય તો ગાંડામાં ખપાય ? કુવાની છાંયડી કયાં સમાય ? મનની વાત કયાં થાય? આખરે મનમાંજ થાય! જે કરે તે હાજી હાજી અને રાજી રાજી !"

"અરે સાચું કહેવરાવો તો તમારા અંગ્રેજી ભણેલા બધાએ ઢેમ બિલાડી ડબલ્યુ ફૂલ ! એતો ધરમને મારે ધક્કે અને જેમ આવે તેમ બકે ! ખાવા જોઇએ મૂકકે અને સૂવા જોઇએ મકકે ! આખો દહાડો કોટ પાટલુન ને બુટ અને ઘરમાં કરે બધે લૂંટાલૂંટ ! મારા રોયા બુટ પહેરીને આખા ઘરમાં ફરી વળે. કશી વાતની આભડછેટજ નહીં. દેવ સેવામાં બુટ, રસોડામાં બુટ, મેડામાં બુટ, વાડામાં બુટ, ઘરમાં બુટ અને બહારે બુટ, મારૂં રોચું બુટ બુટ ને બુટજ ! ઝાડે ફરી આવીને માટીથી હાથ પણ ન ધુએ; એમનું ચાલે તો હાથ ધોતીએ લોહીને ચલાવી લે !!

રૂપમાં કાળા કોયલા ને કપડાં રાખે ધોયલાં. ઘરેણામાં ઘડીઆળ ને વરણાગીમાં વાળ ! દેવ સેવા કરતાં નોકરીએ જવાનું મોડું થાય અને નાહીને વાળની હજામત કરતાં કલાકના કલાક ચાલ્યા જાય ! ખીસ્સામાં રાતી બદામ નહિ અને દમામ માય નહિ, ઘરમાં વાલની વીંટી નહિ ને શેઠાઇનો પાર નહીં. લેણદારનો આવે નહીં પાર અને બજારમાં લાલજી મનિયાર ! સૂવા ન મળે ખાટલી અને પીવા જોઇએ બાટલી ! કમાય નહીં એકે રાતી પાઇ ને રાતે જોવા જોઇએ નાટકની ભવાઇ ! એવા તમારા ભણેલાના સુધરેલાના હાલ ! લે અલી વસલી આવે છે કે નહીં ? હું તો નકર જાઉં છું. ”

“અરે રૂક્ષ્માણી બ્હેન બેસો બેસો, બે ઘડી બેસોને ! આમ દોકરવાદી શી કરો છો ? જેમ ફાવે તેમ બોલોછો જરા વિચાર તો કરતાંજ નથી. ”

“ એ વિચાર કરવો હોય તો તું તારે રાત દહાડો અહીં બેસીને કર્યા કર. હું તો મારે આ ચાલી ! ”

“ અરે રૂક્ષ્માણી, રૂક્ષ્માણી આવો આવો ! ”

“ અરે મુઈ ગઈ તો ! કેસર બ્હેન મારૂં તો માથું પકાવી નાંખ્યું. આવાં જંગલી બેવકુફ અભણ અને હઠીલાં બૈરાંઓથીજ આ દેશ બિચારો કંગાલ અને બાપડો બન્યો છે. આવા એક પાપને લીધે અનેક અબળાઓ દુ:ખના અંગારામાં સળગી મરેછે.”

“બ્હેન બળ્યો બાયડીનો અવતાર, બિચારીને કરમે રોજ માર ને માર ! રાંડ સદાય પરવશની પરવશ ! આખો દિવસ ઘરમાં સાસુ સારે, નણંદ બાળે, ને ભાઈનું બાકી રહ્યું હોય તો

રાતે આવીને પડતાળે ! બિચારી બાળાને કોના આગળ કહેવાનું ? રાત દહાડો રોવાનું ! એતો અમારા પરભવના કોક પુણ્યે તમારી સોબત થઇ એટલે અમારાં થોડાં દુ:ખ ઓછાં થયાં અને ભવિષ્યમાં ભગવાન કરશે તો બધાંએ ઓછાં થશે, ”

“ મંજુલા બ્હેન તમે આટલા દિવસથી સમાજમાં આવો છો પણ હજુ કાચાં ને કાચાં રહ્યાં ! સ્રીચરિત્ર તો જરા જાણતાંજ નથી. આપણે તો ચતુરા કહેવાઇએ. તેમાંયે વળી ભણેલી ગણેલી અને સુધરેલી એટલે દુનિયાની મોટી દેવી અને શક્તિ ! ! ચતુરાની ચતુરાઈ આગળ પુરૂષ એક ચાકર છે. વખતે મારા જેવો હેવાન ધણી જો માથે ભાગ્યો હોય તો તેની દરકાર ન કરતાં આપણે આપણી સુધારા સમાજના નિયમો પ્રમાણે અનુસરવું જોઇએ ”

“ કેસર બ્હેન તમારૂં કહેવું બધું બરાબર છે. કેમ કપિલા બ્હેન કાંઇ બોલતાં નથી ? ”

“ બ્હેનો હવે તમારે બહાદુર બનીને શરમ અને કુધારાના પડદામાંથી બહાર પડવું જોઇએ. સ્રીસ્વતંત્રતાનું બીડું ઝડપી સુધારાનો વિજય વાવટો હમેશને વાસ્તે દુનિયામાં ફરકાવવો જોઇએ, બસ ધણીને એક લાત મારીને વાત કરવી જોઇએ. ડાઇવોર્સ છુટા છેડાના રૂલને નિયમને અંતઃકરણથી માન આપવું જોઇએ છીએ. જુઓ આપણા આર્યસંસારમાં એક અવિચારી બ્રાહ્મણ, વાણીઆ અને જૈનોની ન્યાત સિવાય દરેક ઘણી ખરી ન્યાતમાં છુટા છેડાનો પવિત્ર ધાર્મિક સ્રીજાતિનો સર્વદા ઉદય કરનાર દયાળુ દેશને આબાદ કરનાર અને સુધારાનો વિજય વર-

તાવનાર પુનર્લગ્ન નાતરીઆ ધારો દાખલ થઈ ગયો છે. જુઓ તે કોમની સ્ત્રીઓ કેવી સુખકારી જીંદગી ગાળે છે, અને આપણી કોમની સ્ત્રીઓ કેવી દયામણી કંગાલ અને દુઃખી હાલતમાં રીબાયાં કરે છે, સડયાં કરે છે, અને પીડાયાં કરે છે. આ એક ધણી નાથ અને પિયુ અરે આંખનો પીયો ઝેર બીયું મરી ગયું એટલે તેની મોકાણમાં ચુડો ચોટલો ચાંલ્લો અને સુંદર વસ્ત્ર અલંકારો એ સર્વને તજી દેવાં પડે છે, અને એક બોડકી ડોસીની માફક ખુણા ખોચરામાં ભરાઇ જઈ સંતાઇ જવું પડે છે. બિચારી ગરીબ ગાય જેવી ભોળી ભામની સ્ત્રી મરી ગઈ એટલે તો પુરૂષને તો પનોતી ઉતરી, મઝા પડી, એક ઘરની ઉંદરડી મરી ગઈ, પગનું જોડું ફાટી ગયું, માથાની જુ મરી ગઈ એમ માનીને તરતજ તેર દિવસ વિત્યા કેડે આ બજારમાંથી માથાની ટોપી પાઘડી અને કોટની માફક સ્ત્રીને ખરીદ કરી લાવ્યા. અરર બ્હેનો આ અબળા જાતી પર થોડો જુલમ છે? સ્ત્રી મરી જતાં પુરૂષ ફરી પરણે અને પુરૂષ મરતાં સ્ત્રી તરણા તોલ થઇ જાય આ શું ઓછો અન્યાય છે? બાલપણામાં બાળાને લગ્નની મોકાણમાં ગરદન મારે; સાત આઠ વરસે તે બિચારી રાંડે, ધણીનું મોં જોવા પામે નહીં, પ્રેમ શું તે સમજે નહીં, દુનિયાને ઓળખે નહીં તેવી અલેતી અબળાને ધણી મરતાં એક સાધુડી આખા ભવ સુધી થવું પડે; જગતના તમામ વ્યવહાર પર તેનો હક રહે નહીં, સારાં સારાં સુંદર કપડાં, ભોજનો, માંગલીક પ્રસંગો વગેરેમાં તેનાથી જવાય નહીં, અને તેને જાળવવા તેની આસપાસ તેનાં માબાપો અને સાસરીઆં જમદુતો ફરતા ફરે, અને

સ્ત્રી મરી જતાં પુરૂષ ફાવે તેમ કરે, ફાવે તેમ ખાય અને મન ચ્હાય ત્યાં જાય તેની દુનિયા પરવા ન કરે, આ તે શું ઓછો ગજબ છે? આ તે સુધરેલા આર્યો કે વિફરેલા અનાર્યો!? અરે પામર પ્રેમદાઓ! તમે હવે રૂઢિબંધન પર લાત લગાવી લગાવી સુધારાના મેદાનમાં બ્હાર પડો. પરવશતાની બેડીમાંથી છુટી થાઓ; સુધારાના મેદાનમાં સ્ત્રીસ્વતંત્રતાની તરવાર પકડી સુધારાના હડહડતા શત્રુઓનો નાશ કરો. જુઓ ઈંગ્લાંડની અંદર સ્ત્રીઓ ધણીને ગણુતી નથી. ધણી જો સારો સરખા વિચારનો અને સુધરેલો શ્રીમંત હોય તો તેને મિત્ર ગણી મોજ માણે છે અને જરાક વિરૂદ્ધ વિચારનો હોય તો તરતજ છુટા છેડા કરી તેને શ્રીફળ આપી દે છે. ફ્રાન્સની ફક્કડ સ્ત્રીઓ પણ ધણીની ગુલામગીરી કરતી નથી. અમેરિકાની ઉમદા અબળાઓ પણ ધણીના હુકમમાં રહેતીજ નથી. જ્યારે તેમને ધણીની જરૂર પડે છે ત્યારે તેઓ ભાડે ઘરાણે કે પગાર આપીને એક ચાકરની માફક રાખે છે. જર્મનીની અંદર તો સ્ત્રીઓ રાજકાજ અને સંસારનાં સઘળાં કામકાજોમાં આગળ પડતો ભાગ લઇ ધણી વગર નભાવી શકે છે. તમારાજ હિંદુસ્તાનમાં કામરૂદેશમાં કેળવાયલી કામનીઓ કે જેમની ઉમદા કાર્યદક્ષતાથી જે દેશનું નામ ત્રિયારાજ પડયું હતું તે સ્વતંત્ર દેશની મહિલાઓ આખો દીવસ પુરૂષો પાસેથીજ ઘર કામ કરાવી પોતે રાજકાજમાં આગળ પડતો ભાગ લે છે. તેઓ ધણીને તમારી પેઠે માથાનો મુગટ ગણુતી નહોતી પણ એક પાળેલા પોપટ સમાન પાંજરે પુરીને તેની પાસેથી કામ લેતી હતી. ભારતવર્ષની ભાગ્યવંતી

ભામનીઓ હવે તમે તમારા ભવિષ્યના સુખને સારૂ કમર કસી સુધારાના મેદાનમાં બહાર પડો અને સંસાર સુધારો કરી દેશનો ઉદય કરો."

"શાબાશ, શાબાશ થેન્કસ, થેન્કસ, કપિલા અમે સઘળાં તમારા વિચારને અનુસરીશું."

"વેરી વેલ ધેન! ઘણું સારૂં, ત્યારેજ આ ઇન્ડીઆનો હિંદુસ્તાનનો ઉદય થશે. હવે બ્હેનો ચાલો આપણે એક સુધારાનો ગરબો ગાઈ આનંદ કરીએ."

"કમાનનો હુકમ મળતાંજ જેમ આખું લશ્કર યુદ્ધ સારૂ તૈયાર થઇ જાય તેમ કપિલાનો હુકમ થતાંજ સઘળી સુધરેલી સુન્દરીઓ, ગરબો ગાવાને તૈયાર થઈ ગઇ. કેસર પણ પોતાના ઓરડામાંથી હારમોનીયમની પેટી લાવી ઉઘાડી વચ્ચોવચ્ચ વગાડવા બેઠી; વાજાનો સુર થતાં નવનિતલાલ, નવલશંકર અને રસિકલાલ જે ઘરમાં હતા તે તમામ ગાયન સાંભળવાને સારૂ આવ્યા. ગૃહમાતા પણ લપાઇને બધુ સાંભળવા લાગ્યાં. મધુવનમાં રાસલીલા શરૂ થઈ, વાજાનો સુર ચાલવા લાગ્યો, સુંદરીઓ આસપાસ ગોળ કુંડાળુ વળી ફરવા લાગી, કપિલા પોતાના કોયલ કંઠથી ગરબો ઉપાડવા લાગી અને આખુ દીવાનખાનું સુંદરીઓના પગની પાનીઓના પ્રહારથી ધમધમી રહ્યું."

* * *

"સખી ચાલો સુધારા કરીએરે રંગમાં રંગતાળીરે રંગતાળી,
શાને કાજે પુરૂષથી ડરીએરે ભરિએ સુખ ભાળીરે સુખ ભાળી;
ઘણા દીવસ પરતંત્ર રહી ઘરનાં થઈ ગુલામ,
કર્યાં કામ ને કાશદાં જપ્યાં પતિનું નામ.

કહો કોણ તરી ને કોણ બુડીરે લલના લટકાળીરે લટકાળી—૦
છોડ ન જાણે પુષ્પને રત્ન ન જાણે મુલ,
માનની મહાત્મ લહે નહીં નિજનુભવમાં ભુલ.
નર નારીનો સૃજનાર એક છેરે નજરે જો ન્યાળીરે જો ન્યાળી—૦
ન અરી મળી નારી થયો શબ્દ સુખનું સ્થાન,
ભદ્રા ભક્તિ રૂપ છે અધિક પુરૂષથી માન;
નિજ ઇચ્છા અનુસાર ચાલીરે મ્હાલીએ મતવાલીરે મતવાલી—૦ "

"ઓહ થેન્કસ, થેન્કસ માય ડોટર! આઈ એમ વેરી ગ્લેડ ટૂ સી યુ, શાબાશ શાબાશ મારી દીકરી, તને સુધરેલી જોઇને હું ઘણોજ ખુશી છું."

"વેલ જૉય જૉય જૉય જૉય માય ડીઅર કપિલા ટૂ સી યુ. ખુશી ખુશી, ખુશી મારી વ્હાલી કપિલા તને જોઇને હું ખુશી થઈ છું."

"ઓહ હુરરે, હુરરે, હુરરે, રંગ છે, રંગ છે, સુધરેલી સ્ત્રીઓ તમારા સુધરેલા રીતી રિવાજોને રંગ છે."

"દીકરીઓ હવે તમે સૌ થોડા વખતમાંજ આ દેશનો ઉદય કરશો, અને સ્ત્રીસ્વતંત્રતાનો વિજય વાવટો આખા દેશમાં ફરકાવી સુધારાની બોલબાલા બોલાવરાવશો" આ પ્રમાણે રમત ગમત ઉડી રહી છે એટલામાં ડોસી મણીલક્ષ્મી એકદમ દિવાનખાનામાં આવ્યાં અને બધાને ધમકાવવા લાગ્યાં.

"વાહ વાહ દીકરીઓ વાહ વાહ! ધન્ય છે મારી દીકરીઓ ધન્ય છે તમને! વારી જાઉંરે મારી સુધરેલી વહુઓ તમારા સુધારાને! વાહ વાહ શો સુધારાનો રંગ ઉડી રહ્યો છે! કેવળ નાદ બ્રહ્મનીજ ધુન લાગી રહી છે. આ હિંદુસ્તાન, હિંદુ-

સ્તાન તારી પાયમાલી આવાં આવાં ભણ્યાં ગણ્યાં કુદાંઓજ કરશે. તેજ આ સુધારાની ચિતામાં અંજાઇને આખા દેશની ખ્વારી કરશે. અરે, મૂર્ખાઓ હવે આ હિંદુસ્તાનને ઉપાડી સુધારાના દરિયામાં નાંખી દ્યો, હવે તમે દેશનો ઉદય કરી ચૂકયા, તમારા ભારતવાસી ભાઇઓનું ભલું કરી ચુકયા, અને તમારી આર્યભૂમિ માતાનું દળદર મટાડી ચુકયા. અરે કેળવણીની હિમાયત કરનાર દાંભિક અર્ધદગ્ધ સુધારકો, હવે તમે તમારી સુધરેલી કેળવણીથી આખી હિંદુ કોમને કેળવી દીધી, અને સુધારામાં મેળવી દીધી, દીકરાઓ હવે તમે તમારો પોશાક આ તમારી સ્ત્રીઓનેજ પહેરાવી દો અને તેમનો પોશાક પહેરી સુધારાનાં ગાણાં ગાઇ દેશનું દળદર કાઢી નાંખો. ”

“ હા, હા અમે સુધારાનાં ગાણાં ગાઇશું તેમાં તમારે કેમ છે ? ”

“ હું તો જાણું છું કે હવે તમે અષ્ટાંગે સુધરી ચૂકયા છો, અને સુધારાનો સાગર કેળવણીના નાવથી તરી ચૂકયા છો. ”

“ તેમાં તમારે કેમ છે ? ”

“ જાઓ ડોસી એકદમ અહીંથી જતાં રહો નહીં તો ઈનસલ્ટ અપમાન થશે. ”

“અલિ લલિતા, તેં મનમાં શું ધાર્યું છે તેતો કહે. તું ધારે છે કે તું જતે દહાડે સુધરીને અમારા મોંમાં ધૂળ નાંખવાની છું.”

“ બસ કરો, બસ કરો ડોસી સંભાળીને બોલો ! ”

“ અરેરે આ સુધરેલી સુંદરીઓ શું ભણી ગણીને ઘરબારનાં કામકાજ મુકી દઇને ન્યાયાધીશની પેઠે રાજસભામાં જઇને ન્યાયનું કામ કરશે ? વકીલોની માફક દાવા જીતશે ? કે મોટા

અમલદારની માફક અમલદારી બજાવશે ? આ તમે સુધારકોએ ધાર્યું છે શું ? હું ધારૂં છું કે તમે બધા વતીપાતીઆ ભેગા થઇને આર્યસંસારને વટલાવી મારશો ને સ્ત્રીઓને સ્વતંત્ર કરીને ધણી પાસે ગુલામગીરી કરાવશો ! ?

"હા હા અમે મોટા ઑફીસરોની માફક ઑફીસમાં જઇને નોકરીઓ કરીશું, તેમાં તમારે કેમ છે ? "

" ત્યારે પછી ઘરબારનાં કામ કોણ કરશે ? "

" માંહી તમારા જેવાં કોઈ મૂર્ખ ડોબાં નહીં હોય ? "

"ઠીક ત્યારે પુરૂષોને વાસ્તે હવે ઘરમાં રાંધવાનું, વાસીદું વાળવાનું, ખાંડવાનું દળવાનું અને સાફસૂફ કરવાનુંજ રહ્યું. પુરૂષો ઘરનાં કામ કરશે અને સ્ત્રીઓ કમાવા જશે કેમ વારૂ એમજને ? "

" અલબત એમજ થવું જોઇએ. સુધરેલા દેશમાં એમજ ચાલે છે, અને તેજ કારણોથી તે દેશો દુનિયાના સઘળા દેશો કરતાં વ્યાપાર રોજગાર, પૈસા, ડહાપણ અને સુધારામાં આગળ વધ્યા છે, અને હિંદુસ્તાન તમારા જેવાં મૂર્ખ અભણ અને ગધેડાનું પૂછડું પકડનાર જક્કી બૈરાંઓના જુલમથી નિર્ધન અને કંગાલ થઈ પાછળ પડયો છે. યાદ રાખો સ્ત્રીઓના ભાગ્યમાં લખ્યું હશે તો તેઓ રાજ પણ કરી શકશે. "

" ઑફ કોર્સ સો. અહલ્યાબાઈ, તારાબાઇ, લક્ષ્મીબાઇ, વિમળદેવી, મેરી, એઈન, ઇલીઝાબેથ અને વિકટોરીઆ કોણ હતાં ? તેઓ સ્ત્રીઓજ હતી. સ્ત્રીઓ રાજકાજનાં અને સંસાર સુધારાનાં સઘળાં કાર્યો કરી શકશે સમજ્યાં ડોસી ? "

" હ્યો ડોસી તમે અહીંથી એકદમ જતાં રહો ! "

"તમે બધાં ભેગાં થઇને મારો ઘોઘળો દાબીને મારી નાંખો એટલે નિરાંત થાય."

"હ્યો ચાલો તમે બધાં માથાકુટ મૂકી ઘો. ચાલો આવો આવો આપણે એક સુધારાનું કોરસ ગાઇએ."

"હા ચાલો."

કોરસ.

વેલ કમ ઓન કમ ઓન લેડી (૨)
ઑલ આર રેડી, ટૂ ફોલો યોર વે,
નો ઈન યોર માઇન્ડ વર્લ્ડ ઇઝ ફુલ,
લેટ મી સે લેટ મી સે—૦
ધે વોન્ટ ટેક પાર્ટ ઇન અવર મીટીંગ,
યંગ સબજેક્ટસને ધે આર ચીટીંગ;
ટૂ એબોલીશ બેડ કસ્ટમ,
વી હેવ ટેકન ધીસ સીસ્ટમ;
છે વ્હેમી સઘળા હિંદુ,
નહીં સેન્સ તણું એક બિંદુ;
તે માટે આઈ નિંદુ હાઉ મૅડ ધે—૦

"અરેરે દિવસે દિવસે જમાનાનું સ્વરૂપ આમ બદલાતું જશે? સ્ત્રીઓ ભણી ગણીને આવા દાંભિક સુધારાની હિમાયતી થશે? પુરૂષો પોતાનું પુરૂષાર્થ ભૂલી જઈ આવા અર્ધદગ્ધ સુધારકો બનશે, હરિ, હરિ, હરિ કાળ કાળનું કામ કરી લેશે! શિવ શિવ, શિવ "આતે સુધારે ચઢેલી સુન્દરી કે કુધારે કુદેલી વાંદરી?" કહી ગૃહ માતા મણીલક્ષ્મી કલ્પાંત કરતાં કરતાં દીવાનખાનામાંથી નીકળી ગયાં, !!



# પ્રકરણ ૧૦ મું.

## સ્નેહનું શોધન કે હૃદયનું છેદન ?

### દોહરો.

પ્રેમ સુધાને પામવા તજે દુનિયા દરકાર,
પ્રેમામૃત પી પ્રેમીઓ અમર કરે અવતાર.

વૈભવ અને વિપત્તિ જેને સરખાં છે, અમિરી અને ફકિરીનો જેને ખેદ નથી, જાત અને કુળની જેને દરકાર નથી, ક્ષુધા અને તૃષાનું જેને પિછાન નથી, અને જંગલ અને મ્હેલની જેને પરવા નથી એવા પવિત્ર મસ્તાન પ્રેમીજનોજ પ્રેમની ખરી મઝા ભોગવી જાણે છે.

ચિન્તામણી છે પ્રેમ જગતમાં અજબ તેજ ભંડાર,
તિમિર હણે તન મનનાં નિત્યે જ્યોતિ ઝલક દેનાર;
પાવક સ્પર્શે પળમાં થાયે કુંદન અજબ દેદાર,
દેવાંશી પ્રેમીજન વિના વિરલા પાલણહાર.

નારાયણ પંડીત.

ચંદ્રરાજનાં દર્શન કરી પ્રેમઘેલી ચકોરી ચન્દ્રોદયમાં થનક થનક નાચી પોતાની ચતુરાઈ ભૂલી જાય છે, રવિ-

રાજનું મુખ નિહાળી રસઘેલી કમલિની સૂર્યોદયમાં રસ રંગે રાચી પોતાનું ભાન ભૂલી જાય છે, મેઘરાજનાં દર્શન કરી મદઘેલી મયુરી મેઘવૃષ્ટીમાં આનંદ તરંગે ચઢી ટીહુ ટીહુ કરી થનકાટ કરી મુકે છે તેમ પ્રેમરાજનાં દર્શન કરી અલબેલી બાળા જોબન જંગે ચઢી દુનિયાને ભૂલી જાય છે.

*　　*　　*　　*

દયાના દાતાએ અજબ પ્રિત બક્ષી જગતમાં,
પ્રિતિએ ગુંથાયું સકલ જગ જોતાં નજરમાં;
પ્રસૂતીની પીડા, નહિંજ કદી વંઝા ઉર ઠસે,
પ્રીતિ રીતિ ન્યારી, પુરણ અનુરાગી સમજશે.

નારાયણ.

રક્તનું એક ટીંપુ ચાખ્યા પછી કેશરીને રક્તનો ઓરજ સ્વાદ માલમ પડે છે, તેનાથી પ્રાણાંતકે પણ પછીથી રક્તનો ત્યાગ થઈ શકતો નથી. સુરાનું એક ટીપું ચાખ્યા પછીથી સુરા વગર એક પળ પણ સુરાપાનીથી રહેવાતું નથી, અફીણનો કડવો એક નાનો સરખો દાણો ખાધા પછી અફીણીઆથી એક તસુ પણ આગળ ચાલતું નથી, તેમ પ્રેમની તલ માત્ર લહેજત લીધા પછી પ્રેમીથી પ્રેમ વિના રહી શકાતું નથી.

જ્યાંસુધી સ્ત્રીજાતીએ પ્રેમનો અનુભવ લીધો નથી, પ્રેમીના નયન તળે નાચી નથી, પ્રેમીના મેળાપમાં આવી નથી ત્યાંસુધી તે પ્રેમની ખરી ખુબી જાણતી નથી, અને અલેતી થઈ કન્યકાવસ્થામાં આમ તેમ આથડતી ફરે છે. જ્યારે પ્રેમના પંથમાં પ્રવેશ કરી પ્રેમામૃતનું પાન કરે છે ત્યારેજ તેને પ્રેમની મીઠી પીડા થાય છે. પ્રેમસંયોગ થયા પછી પ્રેમવિયોગ

તેનાથી પળવાર પણ સહન થતો નથી, તેનાં લાજાળુ લોચનો આ વિશ્વમાં ફક્ત પ્રેમીનેજ જોતાં ફરે છે. પ્રેમી સિવાય તેને બીજું કાંઇ જગતમાં દેખાતું નથી. પ્રેમ પ્રેમ ને પ્રેમમાંજ તે તલ્લીન રહે છે. તેની નયન દૃષ્ટિ પ્રેમી મૂર્તિને નિહાળવા સારૂજ ફાંફાં મારતી ફરે છે, તેની નાજુક નાસિકા પ્રેમ પુષ્પની મીઠી સુગંધી લેવા સારૂ તલપાપડ થઇ રહે છે. તેનું કમળવદન પ્રેમી પ્રભાકરના દર્શનથી પ્રફુલ્લિત થઇ રહે છે. તેની જીભલડી તેના હૃદયજીવનનાં યશોગીત ગાવાને ટમ ટમી રહે છે. તેની દંત પંક્તિ તેના પ્રેમીના હાથનાં તાંબુલ અને પ્રીતિભોજનને સારૂ આતુર થઈ રહે છે. તેના અધરો પ્રેમીને અધરામૃત આપવા સારૂજ વિકાસી રહે છે. તેના કોમળ ગુલાબી ગાલો તેના પ્રેમીનાં ચુંબનો સારૂજ ગુલાબી રંગો ધારણ કરી મંદહાસ્યના ખાડા પાડી રહે છે, તેના કર્ણો પ્રેમીના મીઠા સંદેશા સાંભળવા સારૂજ ઉત્સુક રહે છે. એકંદરે પ્રેમના પંથે ચઢેલી બાળાનું આખું બદન પ્રેમના આધારેજ ટકી રહે છે. તેના મનને સંસારનો વૈભવ રૂચતો નથી, તેના તનને પૈસાનો ઠાઠમાઠ ગમતો નથી, તેના જીવને પકવાનનાં ભોજન ભાવતાં નથી, ફક્ત તેને તેનો પ્રેમીજ જોઇએ છીએ.

આ સંસારમાં પ્રીતિ વગરની કોઈપણ ચીજ નથી. જડ પદાર્થોમાં પણ પ્રેમનો વાસ રહેલો છે. ચૈતન્યમય પદાર્થોમાં પણ પ્રેમનો વાસ રહ્યો છે. દાનવોમાં પણ પ્રેમ વસી રહ્યો છે. માનવોમાં પણ પ્રેમ વસી રહ્યો છે. પ્રાણીઓમાં પણ પ્રેમ વસી રહ્યો છે. પશુઓમાં પણ પ્રેમ સમાઈ રહેલો છે. ભૂચર, ખેચર, જળચર અને નભચર પ્રાણધારી જીવ જંતુઓમાં પણ પ્રેમનો

પ્રકાશ પડી રહ્યો છે. જળમાં, સ્થળમાં, પાવકમાં અને પવનમાં પણ પ્રેમનો સમાસ થઇ રહેલો છે. જ્યાં જ્યાં જે જે પદાર્થોમાં વિશ્વપતિનો વાસ રહેલો છે તે તમામ પદાર્થોમાં પ્રેમ સમાઇ રહેલો છે. પ્રેમ વિનાની કોઈ પણ વસ્તુ આ વિશ્વમાં નથી. આ સંસારમાં ચડતી પડતી અસ્ત ઉદય અને સુખ દુઃખ જે કાળ ક્રમણ પ્રમાણે થયાં કરે છે તેની ઉત્પત્તિનું બારીકાઈથી અવલોકન કરીશું તો પ્રેમજ માલમ પડી આવશે.

આ સંસારમાં પ્રેમ વગરનો માણુસ મડદા તુલ્ય છે, પ્રેમ વગરનું જીવન એ એક જાતની ઘેલછા છે, સ્વપ્નું છે, ઉન્માદ છે, જાદુઇ ઇંદ્રજાળ છે. પ્રેમ વગરનું પરણેતર એ એક જાતનો વ્યભિચારનો વિવાહ છે; દુરાચારનું પગથીયું છે, અનીતિનું અંબર છે અને કુટિલતાનું કંકણ છે. પ્રેમ વગરનું ઘર તે ભોરીંગનું દર છે અને સ્મશાન છે. પ્રેમ વગરનો વ્યવહાર તે એક કપટ ભરેલો અનાચાર છે. પ્રેમ પંથમાં ચઢેલી કુંદન આ સંસારમાં ફક્ત હીરાલાલ પ્રેમીનેજ જોઈ રહે છે. હીરાના રાગમાંજ પ્રીદા થઇ ગએલી છે. તેને હીરાલાલ સિવાય બીજું કાંઈ રૂચતુંજ નથી. રાત્રી દીવસ તે હીરાલાલનેજ ઝંખી રહી છે. કુંદનની આસપાસના સંજોગો વિચિત્ર અને દુઃખદાયક કુદરતે કરેલા છે. કુંદન અથાગ દુઃખના મહાસાગરમાં ડુબી ગએલી છે, છતાં પણ ડુબતી ડુબતી તરફડીઆં ખાતી ખાતી, ફાંફાં મારતી મારતી પણ હીરાલાલના પ્રેમમાં એકતાર થઇ નયનથી હીરાલાલને નિહાળી રહી છે. તેને પિયરમાં કોઈ ઠારનાર નથી; તેને ઉપર આભ છે, તળે ધરતી છે અને વચમાં હીરાલાલ યોગીએ અદ્દભુત યોગક્રિયા કરી

કુંદનને આકાશ અને અવની વચ્ચે આશા નિરાશામાં અધવચ ઝુલતી રાખી છે. ફક્ત હીરાલાલ નામના જાપથી તેનું જીવન ટકી રહ્યું છે, તેના ક્રૂર પિતાએ કઠોરતાની કુહાડીથી તેના જીવતરનાં મૂળીઆં કાપવા માંડયાં છે. જેમ જેમ મૂળીઆં કાપતા જાય છે તેમ તેમ મૂળીઆં હીરાલાલના પ્રીતિજળના સિંચનથી ઉંડાં ઉંડાં જતાં જાય છે; જોડાય છે, કપાય છે અને સંધાય છે. સંસાર સાગરમાં કુંદન ન્હાવ ડુબકાં ખાય છે, ડુબી જાય છે, ઉપર આવે છે, ભરતી ઉપર ઉછળે છે, પડે છે, ખડકોમાં અથડાય છે, કુટાય છે અને હમણાં ડુબશે ડુબશે એમ થઇ રહ્યું છે.

આજે તેના મગજમાં પસ્તાવાના અને સંતોષના વિચારો ભરતી ઓટની માફક પળે પળે ઠલવાય છે અને ઉભરાય છે. આજે તે પોતાના ઓરડામાં એક કોચ પર સુતેલી છે. આજે તેનું મન અવનવી ચિન્તાથી ઉમંગથી આશાથી અને નિરાશાથી ઘેરાણું છે. કાલ સવારે તેનો હીરો હમેશને વાસ્તે રાજનગર છોડી કાઠીયાવાડ જવાનો છે. તેની શી રીતે મુલાકાત કરવી, જગત કયમ કરશે શું કહેશે તેને કેવી ગણશે તેની ફીકરમાં ઘડી ઘડી બેહોશ બની જાય છે. પળે પળે ડહાપણના વિચારો આવે છે, અને ઉછાંછળાપણાના વિચારો આવે છે. ઘડીમાં સાહસપણું કરવાને વિચારે છે અને ઘડીકમાં અડગપણું ધરવાનો વિચાર ધરાવે છે. આજે તે ઘડીમાં હસે છે, ઘડીમાં રૂવે છે, ઘડીમાં ઉંડા વિચારમાં લીન થઇ જાય છે અને ઘડીમાં ઉમંગમાં આવી આમ તેમ ફરે છે. આજે તેની સ્થિતી અજબ થઇ ગઇ છે. પગથી માથા સુધી એક કાસ્મીરી શાલ ઓઢી વિચારમાં ને વિચારમાં સુતેલી છે, તેના મુખમાંથી પરાણે પરાણે ઉદ્દગાર નીકળી પડે છે,

* * * *

" સોને મઢ્યા સુખપાલ, મેડી ને જરૂખા માળ,
હેમ ને હીરા વિશાળ, એથી શું સુખી સંસાર;
ના..............ના..............ના............ના." ઉદયભાણુ.

ઘડીકમાં બેઠી થાય છે, ઘડીકમાં સૂઈ જાય છે, ઘડીકમાં ચોપડી લઇ વાંચવા બેસે છે, ઘડીમાં ચોપડી પછાડી ચિડાઇને પથારીમાં પડે છે અને ઘડીમાં ઘેલાની માફક આખા ભૂવનમાં આંટા મારે છે; * * * *

" માળો મજાનો છે પણ પંખીને પાંખ નથી,
આંબો છે લીલોછમ, મ્હોરનું તો નામ નથી;
કહોને શું ! એ આંબે, એ માળે જોવું ને રોવુંરે,
આઠે પહોર............................આઠે પહોર. "

ઉદયભાણુ.

આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. આખું શરીર થરથર કંપાયમાન થવા લાગ્યું. ડસકાં ઉપર ડસકાં ખાવા લાગી, તણાવા લાગી અને પ્રેમના તોફાનમાં ઉન્માદ વશ થઇ થોડીકવાર સુધી અચેત થઈ પડી રહી. પવનના પ્રહારથી કાંક જાગૃત થઈ, જાગૃત થતાં મન પાછું ચકડોળે ચઢવા લાગ્યું.

* * * *

" વૃથા સમજી લેવો સ્નેહ વિના સંસાર,
જેવો ભાણામાં જોવો ગોળ વિના કંસાર;
એ સંસાર, એ વ્યવહાર બળ્યો જગમાં,
નથી કાંઇ સાર છે ધિઃકાર બળ્યું જીવન આ જગમાં. " ઝવેરી.

કુંદનના શરીરમાં મન અને લોચન વચ્ચે ઝગડો ચાલી રહ્યો; વળી વિચારમાં પડી ગઇ, પડતાં પડતાં પણ લવારે ચઢી ગઈ,

*   *   *   *   *   *

" કાના શાણા શામળીઆ તેં પ્રેમની મોરલી વગાડી,
પ્રેમની મોરલી વગાડી હે......કાના૦
મોરલી વગાડી મોહન, મોહની લગાડી;
પ્રિતમ પ્રિત અજબ ઔષધિ સુંઘાડી–૦
પ્રિતિની પોથી સલુણા ઉઘાડી,
શાણા સમજ દીયો સઘ પાડી
રમણુ રમાડી ભમાડી આ લાડી–૦
વાહરે જાદુવાળા વ્હાલા ખરા ખેલાડી,
પ્રેમ થાળે મન શ્રીફળ હું મૂકું અગાડી—૦ "

રમાદેવી.

"અરેરે હવે શું થશે ? મારા મોહનને શી રીતે મળાશે ? આડી એકજ રાત છે. હા....જગત શી રીતે જીતાશે ? ભાવનાના સેદને શી રીતે ભગાશે ? પિતાજી ખાઈ પીને મારી કેડે પડ્યા છે; મારા આશા નાવને ધકેલી ધકેલી પાછું ઠેલી દે છે. મારા જીવનહાર આવતી કાલે રાજનગર છોડી જવાના છે. અરેરે મારી આવી સ્થિતિ તેમને કોણ કહે ? તેમના પર પણ દુઃખનો વરસાદ તુટી પડયો. મારા પાપે તે પણ લેવાણા. તેમનું જીવનછત્ર અધવચ ભાગી પડયું. મારા પાપણીના વિવાહની મોકાણમાં તે નજ પરણ્યા. મેં અભાગણીએ તેમને વચનથી બાંધી લીધા. મારોજ દોષ છે. મારા ખાતરજ તેમણે તેમની જીંદગી રદ કરી છે. મારા પિતાજી લાલચના લગડે ચઢી મને વગડામાં કોણ જાણે

ક્યાંએ ફેંકી દેશે ? હરિ, હરિ, હરિ હવે હું શું કરૂં ? મારો પ્રાણ જાય તો ભલે પણ આ ભવમાં હું કદાપિ કાળે બીજાની થવાની નથી તે નથીજ. જીવનહાર કાલે જશે, તે ક્યાં જશે, ત્યાં શું કરશે, મારૂં શું થશે, અહીં ક્યારે આવશે એ સૌ હરિને માલમ છે, અત્યારે હું આશાના દોર પર ચઢીછું પણ ભવિષ્યમાં મારૂં શું થશે તેની કાંઇ સૂઝ પડતી નથી; અરેરે હવે હું જીવનહારને શી રીતે મળું ? ”

* * * *

‘ રસિયો ક્યાંરે મળે, ભોગી ક્યારે મળે,
ભમરી આ ટળવળે—૦
સ્નેહના સાગર રસ રત્નાકર,
દુખમાં સાકર ક્યારેભળે૦—

ચિન્તા તણા ચૂલે ચઢ્યું મન દુધરે હરિ ઉકળે,
પ્રતિમા પુનિત પ્રીતમ તણી શુભ પામવા આ ઉછળે
ઉકળે અતિ ઉછળે અતિ વાલમ વિરહ અનળે જળે,
શાંતિ મળે સુખકર સમાગમ શ્યામ રજ જળ જો મળે,
વાદળી લળી લળી વ્હાલાને કે'જે,
કાલાવાલા બાળા કરતી આ જે જે;
સંદેશા સઘળા સલુણાને દેજે,
રોગી વિયોગી વિયોગે બળે—૦ ’ નારાયણ પંડીત.

પ્રેમને લવારે ચઢી કુંદન લેવાઇ ગઇ. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, આવા દુ:ખના પ્રસંગમાં એકદમ કુસુમ આવી પહોંચી.

"કેમ કુંદન કોઇ આજ કાંઈ ખાધું નહીં, બોલ્યાં નહીં અને છાનાંમાનાં લપાઇને આમ સૂઈ રહ્યાં ?"

"કાંઈ નહીં કુસુમ બ્હેન ! એતો હું સ્હેજ સૂતી છું."

"હોવે સ્હેજ સૂતાં છો ? મારા સમ મને કહો શુ થયુંછે ?"

"કાંઈ નહીં, એતો જરા શરીરે ચેન નથી."

"એમ કહીને મને ઉડાવો નહીં. જુઓ આ આંખો પણ આંસુથી ભિંજાયલી છે, તમે ગમે તેમ ઢાંકપીછો કરો પણ આજ તમારી મુખમુદ્રા તમારા અંતરનો કલેશ જણાવી આપેછે. કહો કહો મારા સમ."

"કુસુમ કાંઈ નહીં. આજ મારા શરીરે ઠીક નથી. શરીર સ્હેજ તપ્યું છે ને વળી અધુરામાં પૂરૂં સળેખમ થયું છે, તેથી આંખો કદાચ આંસુવાળી લાગતી હશે."

"નાં એમ કહી અંતર છુપાવો નહીં. આજ કાંઈ તમારા હૃદયમાં જુદોજ રંગ રચાયો છે."

"બ્હેન કાંઇ નહીં; એતો તમને એમ લાગે છે."

"મારા સમ આંસુ કેમ આવ્યાં ? કહી દ્યો."

"આંસુ તો અમસ્તાંએ આવી જાય."

"એમ ના બને."

"એતો સંસારમાં ચાલ્યું જાય."

"મારા સમ મને જે ના કહે તેને !"

"કુસુમ વરસાદનાં ફોરાં ગમે તે વખતે આવે, એને ઉનાળા ચોમાસા અને શિયાળાની શી ગરજ ? સ્ત્રીઓને આંસુ પણ ગમે ત્યારે આવે એના સુખ દુઃખની કોને દરકાર ?" કહી કુંદન સ્ત્રી

પછી, કુંદનને રડતાંની સાથે કુસુમ બાઝી પડી.

"મારી જીવનપ્રાણ કુંદન ખમ્મા તને, તું આ શું બોલી ?" કહી કુંદનને છાતી સરસી દાબી ચુંબન ઉપર ચુંબન લઈ આંસુ લોહી નાંખ્યાં."

" કુંદન આમ ગાંડી શું થાય છે; વિદ્વાન્ અને નીતિમાન થઇને દુ:ખથી કેમ ગભરાય છે ? સંસારમાં રહીને જે જે સુખ દુ:ખ પડે તે તમામ સહનશીલતાથી સહન કરવું. આંસુ અને દીલગીરીથી દુ:ખ કાંઈ ઓછું થતું નથી. જે કાંઈ માથે પડે તે ધીરજથી નભાવી લેવું. આહા આર્યસંસારમાં બાળલગ્ન વૃદ્ધ-લગ્ન અને મન વગરનાં લગ્નો કરવાથી કોઈ દીવસ પણ આર્યબા-ળાઓની આંખમાંથી આંસુ સુકાયાં નથી. તે તો સદાયે રડતી ને રડતી છે. ગરીબ આર્યકન્યાના પ્રેમને હજારો ધન્યવાદ છે ગરીબ આર્યકન્યાના સહનશીલ મનને લાખો ધન્યવાદ છે અને ગરીબ આર્યકન્યાના બરડ અને બ્હેરા તનને કરોડો ધન્યવાદ છે. ગરીબ આર્ય હિંદુ સંસારમાં જે જે દુ:ખો જેવી રીતે સહન કરે છે તેવાં દુ:ખો કોઇપણ રીતે કોઈપણ દેશની કન્યાઓ સહન નહીં કરતી હોય. કન્યાનાં માબાપ ગમે તેવા લોભમાં અને સ્વાર્થમાં તણાઈ કન્યાને એક ભમતા રોગી ભુત સાથે કે આંધળા પ્રેત સાથે પરણાવશે તો કન્યા ખુશીથી પરણશે. આર્યસંસારમાં ગરીબ આર્યકન્યા કોઇપણ દિવસે માબાપની મરજી વિરૂદ્ધ પોતાના વિચાર દર્શાવશે નહીં અને કરશે નહીં. તે બિચારીને ફૂલના દડા સાથે, ખાંડા સાથે, બાવળીઆ સાથે કે મડા જેવા ખવીસ સાથે પરણાવશે તોપણ પરણશે. ઉકરડામાં દેડવાડામાં

કે મોટા ભયંકર ખાડામાં કન્યા અને ગાયને જ્યાં માલીક દોરશે ત્યાં જશે અને ગમે તેવા કસાઇને ઘેર બાંધશે ત્યાં બંધાશે ! મરતા સુધી પ્રાણ જતા સુધી, છુંદાતા સુધી, ગરદન મારતા સુધી અને ગળા પર છરીઓ મુકાતા સુધી ગરીબ પામર મૂંગી નિરાધાર હિંદુ આર્યકન્યા અને ગાય પોતાનું જીવતર નભાવી રાખશે; ટુકડાથી કે અપવાસથી ભુખમરો સહન કરતાં, ફાટેલા કડકાથી કે થીગડાં મારેલાં લુગડાંથી સંતોષ બતાવતાં શીખળાંથી કે નકલનાં ઘરેણાંથી રાજી રહેતાં પોતાનું જીવન ગાળશે પણ અસંતોષ કે નિંદા તે નહીં કરે. વખતે હૃદય ભરાઈ આવશે તો રાતે છાનીમાની રડશે, કલ્પાંત કરશે પણ કોઇ દિવસે કોઇને ખબર નહીં પડવા દે. એવા સુકુમાર ગરીબ આર્યકન્યાના જીવતરને હજારો ધન્યવાદ છે. તેનું મન જોશો તો એટલું સહનશીલ અને ઉદાર માલમ પડશેં કે તેના જેવાં સહનશીલ અને ઉદાર મન કોઇપણ રાજા રાણા અને દેવ દાનવનાં માલમ નહીં પડે. પામર આર્યકન્યા પર ચો તરફથી ગાળોનો વરસાદ વરસે, મ્હેણાંની ઝડીઓ પડે અને ડામોના કરા પડે તો પણ મન તો સદાયે સહનશીલ ને સહનશીલજ રહેવાનું ! તેને ગમે તેવું દુ:ખ પડે તો પણ તેનું મન તો સદાય ઉદાર રહેવાનું. પ્રાણ જતાં સુધી પણ તે સાસરીઆંની સેવા સાચા મનથી કરનારી. આહા એવાં સહનશીલ આર્યકન્યાનાં નિર્મળ મનને લાખો ધન્યવાદ છે. તેનું તન જોશો તો એટલું બરડ અને બ્હેરૂં માલમ પડશે કે તે પર બરછીઓ મારી હોય, હથોડા માર્યા હોય, બંદુકની ગોળીઓ છોડી હોય અને તોપના ગોળા ગગડાવ્યા હોય તો પણ તન પર કાંઈ ઇજા થશે નહીં. બ્હેન આર્યસંસારમાં વહુના શરીર પર

મરની કરોડો સોટીઓ પડે, લાતો પડે, તમાચા પડે, સાસુઓ કુખમાં હજારો ચુંટીઓ ખણે, જાંગમાં ચુંટલા ખણે, લાતો મારે, ધક્કા મારે, નણંદો વારંવાર ટપલીઓ મારે, મુક્કીઓ મારે, છુટાં એડાં તેના બરડા પર નાખે, કમઠાડો નાખે તો પણ ગરીબ પામર કન્યાનું શરીર તો સદાયે અખંડિત બ્હેરૂં અને બરડજ રહેવાનું. આટલો બધો માર પડે તો પણ ગરીબ કન્યા તરતજ ઉમંગથી વરને વધવાની. વરનું માથું દુખતાં અન્ન જળની બાધા રાખી વરની બરદાસ કરનારી, માથું ચાંપનારી ઉમંગના ઉમળકાથી વધાવનારી, તેનો અસહ્ય માર તરતજ ભૂલી જઈ આનંદથી વરનાં વચનને માથા પર ચઢાવનારી, ખીજમતદારી ઉઠાવનારી, સાસુ નણંદની ઉમળકાથી સર્વે માર વૃષ્ટિ ભૂલી જઇ ગુલામગીરી કરનારી. આહા ! આવા આર્યકન્યાના તનને કરોડો ધન્યવાદ છે."

"કુસુમ બ્હેન ! આપણી આંખમાં આંસુ જોઇને ગભરાવું નહીં આપણે તો સદાયે બળતાં ને બળતાં ને રડતાં ને રડતાં ! કેમકે,"

**ગઝલ.**

'નથી જ્યાં મનનો મેળો સદા ત્યાં કલેશ ને કંકાસ,  
નથી જ્યાં નેનની પ્રીતિ સદા ત્યાં શુન્ય ને ઉદાસ;  
નથી જ્યાં ઉર જોડાતાં, નથી જ્યાં ભાવ રેડાતા,  
વૃથા ત્યાં તન ખેડાતાં સદા ત્યાં દુ:ખના પાસ;  
નહીં નારી ઠરે જેની વૃથા છે સાહ્યબી તેની,  
કરી છે જીંદગી જહેરી સદા ત્યાં હાય ને નિરાશ;  
હશે કોઇ રંક ભિખારી, કરે સુખી સદા નારી,  
ખાએ મુઠી ધાન ને વારિ સદા ત્યાં સુખનો વાસ.'

"કુંદન તારે વાસ્તે મને ઘણું મનમાં લાગી આવે છે. આપણા સંસ્કાર અવળા છે ત્યાં કાંઇ ઉપાય નથી."

"બ્હેન જેને લાગવાનું હતું તેને ન લાગ્યું, જે ઉછેરનાર હતા તેજ મારનાર નીવડયા ત્યાં દોષ કોને દેવો ? ત્યાં હૃદય કયાં ઠારવું ? જેની પિતાને દયા ન આવી તેની બીજા કોને આવે ? પાલક મારક થાય ત્યાં નસીબ શું કરે ? બ્હેન ! ઝવેરી સાક્ષર કહે છે કે— * * * *

'પાળ્યું પંખી ઉછરંગે
દિન ચાર રમાડયું રંગે;
પાલક પલટયો કુસંગે,
નાંખ્યું પંખી ખોરંબે;
કો' દુખીઆરા પંખીના કેવા દન,
પાલકને કે એ પંખીને ધન ધન ?' ઝવેરી.

"કુંદન બરાબર બરાબર મને પણ યાદ આવે છે કે,"

* * * *

'કોઈ ગાય દુઝણી લાવે,
ચારો નહીં દુષ્ટ ચરાવે;
પાણી પણ નહીં પીવરાવે,
ખાતાં પીતાં અકળાવે;
ફળ કો' તે કેવાં પામે મૂરખજન,
દળદર દેખે ને થાયે નર નિર્ધન;' ઝવેરી.

"કુસુમ બ્હેન હવે તમે અંતર સમજ્યાં."

"કુંદન તું સમજુ છે વિદ્વાન્ છે માટે જે માથે પડે તે નભાવી લેવું." ફોઈ ભત્રીજીની દીલાસા ભરી વાતચીતમાં ગૃહ-

માતા પણ એકદમ આવી સામેલ થયાં. કુસુમે વાત મુકી દીધી. કુંદને અંતરનો અનળ છુપાવી દીધો. ગૃહમાતા કુંદનને કહેવા લાગ્યાં.

"બેટા કુંદન, તારે આજે માંડવીની પોળમાં ઢાળમાં જમવા જવાનું છે, અને કુસુમ તારે પણ તારા સાસરા તરફથી શાહપરના ઢાળમાં જમવા જવાનું છે. તું અત્યારે સાસરે જા, તને તારી સાસુએ બોલાવી છે."

"બહુ સારૂ મા આ ચાલી"

"કુંદન તારે આજે ગયા વિના ચાલે તેમ નથી માટે તું નક્કી જજે." કહી ગૃહમાતા અને કુસુમ કુંદનના અવાસમાંથી નીકળી નીચે ગયાં. કુંદન એકલી એકલી પાછી વિચારમાળામાં ગુંથાઈ અને બોલવા લાગી.

"દીલની થાપણ ઓળવી ઘટે ન કરવી ઘાત,
પ્રાણ કહો તો પાઠવું કરવા ઉરની વાત."

ઝવેરી.

"હૃદય હવે ધીરજ ધરતું નથી, મન હવે વિરહ અને વિયોગ વેઠી શકતું નથી, તન તપ્યા કરે છે, મગજ બ્હેર મારી ગયું છે, ચક્ષુ ઝાંખાં દૃષ્ટિવિહીન થઇ ગયાં છે. આખો દિવસ વિચાર વિચાર ને વિચારજ આવ્યા કરે છે. ઘરનાં માણુસો જેને ફાવે તેમ બોલે છે. દુનિયા મરજીમાં આવે તેમ મને જુએ છે. મારો જીવ મારા જીવનહારમાં એકતાર થઈ રહ્યો છે. હૃદય પ્રેમ સંગીત મચાવી રહ્યું છે, અંતરના જાણ હવે અંતરને જાણી લ્યો, કેમકે:–

" અન્તર ઘટને અન્તર વરતે,
નાથ ખબર લ્યો જીવતે મરતે;
કોઇ નથી આ......ધા......ર.
ભાળુ ભયંકર ભેદ નિરંતર,
આપ વિના કયાં ખોલુ અંતર,
દેખાડો દિલદારને દે...દા...ર.
રગે રગે રાગે રમીને રંગે,
રસિઆ રંગો વિરાગણુ ઉમંગે,
આવો હ્રદયના હાર અરે આ સુનો છે સંસાર." ઝવેરી.

હે આશાના અંબાર, ભાવના ભંડાર અને હ્રદયના શ્રૃંગાર મારી વ્હાર કરો. હવે મન મુંઝાઇ જાય છે.

" આશાના સ્વપ્નામાં રમી રહી,
ભમરી ગાનમાં ભાન ભુલી ગઇ;
બાપલડી અધવચમાં લુંટાઈ ગઇ
હાયે કોઇ ના જાણે દાઝ;
એકે દિશા દશ સુજ પડે નહીં
પ્રભુ રાખો લાજ." ઝવેરી.

આ પ્રમાણે બોલી બિછાનામાં પડી. પળવાર મૂર્છાવશ થઇ ગઇ. મૂર્છા વળતાં વળતાં જરા જરા ભાનમાં આવી. ભાન આવતાની સાથે કાંક ઉમંગમાં આવી. કુદરતે કૃપા કરી કાંઈક કાનમાં કહ્યું અટલે ઝટ સાન ભાન અને જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું. કુંદને બિછાનામાંથી ઊઠી ઘડીઆળમાં જોયું તો સાડા ચાર વાગેલા માલમ પડયા. જમવા જવાનું યાદ આવ્યું, યાદ આવતાંની સાથે મન હરખાયું અને ઝટ ચિતડું માંડવીની પોળમાં

જવાને પ્રોવાયું. હીરાલાલ કાલે સવારે અગીઆરની ગાડીમાં કાઠીયાવાડ જનાર છે એ ઝટ યાદ આવ્યું, તેની મુલાકાતને વાસ્તે આડી ફક્ત એકજ રાત છે. હીરાલાલનું ઘર માંડવીની પોળની અંદર લાલાભાઈની પોળમાં આવેલ હતું. કુંદનને જમવાનું પણ ગુસ્સાપારેખની પોળ પાસેજ હતું. જે કાંઈ મુલાકાતને વાસ્તે બની આવે તે તમામ જમવા જવામાંજ બને તેમ હતું, આથી કુંદન ઝટ આશામાં નાચતી નાચતી ગૃહમાતા પાસે ગઇ અને તેમની પાસેથી સારા સારા જમવા જવાના સુંદર રેશમી વસ્ત્રાલંકારો કઢાવી કઢાવી ધારણ કરવા લાગી. આજે તેનાથી જેટલું પહેરાય તેટલું પહેર્યું. મનગમતાં અને મનમોહક લુગડાં પહેરી કુંદન હવેલીમાંથી નીકળી જર્મનસીલ્વરનું જળપાત્ર ઝાલી માંડવીની પોળ ભણી વળી. વાંચકગણ હવે કુંદનને રસ્તામાં નિરાંતે ચાલવા દો. ચાલો આપણે હીરાલાલની ખબર લઇએ; કેમકે કુમુદ અને ચંદ્ર આજે ભેગાં થશે, રવિ અને કમળ છેલ્લી મુલાકાત લેશે તેમ કુંદન અને હીરાલાલ પણ છેલ્લી વખતનાં ભેગાં થઇ જશે; કેમકેઃ—

“ કમળને સૂર્ય મળતાં કમળ ઝટ ખીલી જાય,
સાગરને ચંદ્ર મળતાં સાગર ઉભરાય—૦
વસંત વન થાતાં લીલું હરિયાળું થાય,
જવાસા ઝેરી ભલે ઉભા ઉભા સૂકાય—૦
પૂરણ પ્રેમી જોતાં હૃદય તો ખેંચાય,
લોખંડ જેમ તરત ચમક તરફ તણાય—૦
ગાજે છે મેઘ ગગન ને મોર ભૂમી માંહ્ય,
તથાપિ તેની પ્રીતિ જરી ન પલટાય—૦” ઉમાદેવડી.

આ વખતે હીરાલાલ પોતાના મેડામાં કાઠીયાવાડ જવાની તૈયારી કરતો હતો. પોતાનાં પુસ્તકો સરસામાન વગેરે જે કાંઈ જોઇએ તે તમામ સંભાળી સંભાળીને ટ્રન્કમાં મૂકતો હતો. રાજનગરમાં આવવાનો તેનો વિચાર બીલકુલ જણાતો નહોતો. તેણે પોતાના ઘરની ભાળવણી ભાનુશંકરને કરી દીધી હતી. જયન્તીલાલને જો રહેવાની મરજી હોય તો તેમને ઘર મફ્ત રહેવા આપવું, નહીંતો મરજી સુજણ વ્યવસ્થા કરી ભાડુ ઉપજાવી અમરગઢ મોકલી આપવું, એવી સૂચના ભાનુશંકરને આપી દીધી હતી. તમામ સરસામાન પેક કરી હીરાલાલ છેવટે શ્રમિત થઇ હીંચકા ઉપર બેસી ધીમે ધીમે હીંચવા લાગ્યો, હીંચતાં હીંચતાં કાંક વિચારમાં પડી નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢવા લાગ્યો:—

" પ્રેમ તું શું કરે, પ્રેમ તું શું કરે,
થનક થનક પ્રેમીને નચાવી;
પળ પળ દુખડાં ભરે—૦
ઘડીક હસાવે ઘડીક રૂસાવે,
ઘડી ઘડી જીવ ગભરાવે,
હર્ષ તરંગના ઝોલે ચઢાવી
સંકષ્ટ ખાડે ધરે—૦
પ્રેમ બગીચે ભમર ભટકતો,
વિરહ પત્થર શીર પટકતો,
આશ હવામાં ઉડી અભાગી,
નિરાશ ધરણી ઢળે—૦ " નારાયણ પંડીત.

પ્રેમ, પ્રેમ, પ્રેમ, તારૂં અજબ નામ, તારૂં અજબ ધામ,

અને તારૂં અજબ કામ; તને મારા સો સો પ્રણામ, સહસ્ર સલામ અને લાખો નમસ્કાર ! તેં મારાં આ બે ચક્ષુથી જે જે દેખાડયું તે મેં તમામ જોયું. તારી અગમ અકળલીલાના અવલોકનમાં હું અકળાઈ ગયો. તારી મધુરી મોરલીના નાદે હું નાચી રહ્યો. તારી માયામાં હું મોહિત થઇ ગયો પ્રેમ પ્યાલો બતાવીને લલચાવીને મને આશાના જંગલમાં લઈ ગયો, સારી રીતે મારી જોડ ફર્યો. મને જગતની લીલા બતાવી, રંગો બતાવ્યા, હું જેવો રંગમાં રંગાવા જાઉંછું કે તેવોજ તેં રંગનો નાશ કર્યો. લીલા ઉડાવી દીધી અને મને એકલો મુકી ચાલતો થયો. આહા ! પ્રેમ તારી જાળ આવી જાદુવાળી છે ? પ્રેમ તારા નેમ આવા અદ્ભુત છે. તારા રસ્તે ચઢયા પછી મનની સ્થિતિ જગતમાં કારમી થઇ જાય છે. મનને તારા સિવાય બીજું કાંઇ ગમતુંજ નથી. તેને જગતની જંજાળમાં મોહ લાગતોજ નથી. ફક્ત તારા તાનમાજ જીવન અંતસુધી તલ્લીન રહે છે. આ શું તારામાં ઓછી ખુબી છે ?

પ્રેમ પ્રેમ તું આ સંસારની એક ભુલવણીભરી સુંદર સૃષ્ટિ છે. આહા ! આ સંસારમાં પરમાત્માએ મનુષ્યને બક્ષેલું ધન તે પ્રીતિજ છે. પ્રીતિ આ દુનિયાની વસ્તુ નથી પણ સ્વર્ગની સામગ્રી છે. એના વિના સંસારમાં એક પળ પણ ચાલી શકતું નથી. આહા ! એક અજબ વસ્તુ સ્વર્ગની પ્રીતિ કેટલા ભાવથી પ્રકાશિત થઇ રહી છે ? માતૃભાવની પ્રીતિ, પતિભાવની પ્રીતિ, પત્નિ ભાવની પ્રીતિ અને પ્રભુભાવની પ્રીતિ.

માણસે જ્યારે પરમાત્મા પાસેથી આવું શ્રેષ્ઠ ધન મેળવ્યું છે ત્યારે તેનો સદુપયોગ કરવામાં સતત પ્રયત્ન કરવો જોઇએ.

પ્રીતિ પરમાત્માની પ્રતિમા છે, એથી આપણે એને જોઇ શકીએ છીએ. પવિત્ર પ્રીતિજ આ દુઃખમય સંસારમાં સ્વર્ગ બતાવે છે. મનુષ્યના સુખને દેવની સુંદરતામાં શોભાવે છે. એ પુષ્પના પરાગ જેવી મોહક અને મીઠી છે, અને ચંદ્રમાનાં કિરણની પેઠે શાન્તિ આપનારી છે. પ્રેમ જગતનો આદી ધર્મ છે. પ્રેમ સુંદર અને પવિત્ર છે. પ્રેમ મનુષ્યનો સર્વથી શ્રેષ્ઠ અને ઉત્કૃષ્ટ ગુણ છે. પ્રેમી માણુસનું હૃદય સ્વર્ગીય પ્રકાશીત છે, આનંદથી ભરપૂર છે અને સૌન્દર્યથી છવાયેલું છે.

એમરસન જેવા પવિત્ર તત્ત્વજ્ઞાનીઓ કહી ગયા છે કે "Love is our highest word and synonym of God." મનુષ્યનું હૃદય અને મન જુદું છે. મન બુદ્ધિને તાબે છે અને હૃદય અનુભાવનાને આધીન છે. મન તર્ક કરીને જાણવા ચાહે છે, હૃદય જોઇને પ્રેમ કરે છે. હૃદય પ્રેમ કરે છે તે મનની શિખામણ ગણુકારતું નથી. બુદ્ધિ ઉપદેશ આપે છે કે જો વિચાર કર્યા સિવાય પ્રેમ કરશો તો હૃદયના આંધળા પ્રેમનું પાત્ર ખરાબ અને કુચરિત્રવાન થશે, પ્રેમનું પરિણામ અંધકારમય થશે, અનુભાવના તે શિખામણને તુચ્છ કરે છે. મન તેના ઉપર પ્રેમ કરવા કહે છે તે હૃદય કરવા ઇચ્છતું નથી; પરન્તુ હૃદય હૃદયની તરફ પોતાની મેળે દોડે છે, પોતાની મેળે મળવા ચાહે છે, કેમકે—

The statue is then beautiful when it brings to be incomprehensible, when it is passing out of criticism and can no longer be defined by company and measuring wand, but demands an active im-

agination to go with it, and to say what it is in the act of doing. And of poetry the success is not attained when it bells and satisfies but when it astonishes and fires us with new endeavours after the unattainable.

ઇશ્વરે મનુષ્યના બે વિભાગ કર્યા છે; નર અને નારી નર નારીને પ્રેમ કરે છે એને લીધે તેણે એને રમણીય અને સુંદર બનાવીને જગતમાં મોકલી છે. નર અને નારી પરમાત્માની પ્રેરણાથી બંધનમાં બંધાએલાં છે. આશક માશુકનો પ્રેમ સુંદર અને સુખમય છે. પ્રેમી પ્રેમીનીને સામાન્ય નારી તરીકે ગણુતો નથી, કલ્પનાથી તેને સુંદર તર કરે છે, તેમાં ચંદ્રમાનું માધુર્ય અને સૂર્યની પ્રભા જુએ છે; અમરાવતીની પવિત્રતા અને જગતનું સૌંદર્ય મિશ્રિત કરે છે, માશુકનો અવાજ ખોખરો અને જાડો હોય તોપણ આશકને કોકીલના અવાજ જેવો લાગે છે તેનું મુખ ખરાબ હોય તોપણ કમળવદન જેવું લાગે છે. માશુકના એક શબ્દથી હૃદયતંત્ર વાગે છે, એક દૃષ્ટિપાતથી અંતરનો સાગર ઉછળે છે, જરા હસવાથી સ્વર્ગનું પુન્ય તથા પૃથ્વીની માધુરી એકઠી થાય છે. માશુક પગ મૂકે છે તે ભૂમિ વ્હાલી લાગે છે અને માશુક જીવતી તેથી જીવન સુખમય લાગે છે. પવિત્ર પ્રેમીને પૃથ્વી સ્વર્ગ છે. સંસાર બગીચો છે. સર્વ પદાર્થ શરદ પુનમની રજની જેવા મનહર જણાય છે, અને તેની પ્રેમી પ્રિયા બુલબુલ છે. આખો દીવસ અને રાત તે બુલબુલના મીઠા ગાનમાં લીનજ રહે છે, રોબર્ટ હૉલ જેવા વિદ્વાન્ કહી ગયા છે કે,

The order of nature is ever more from particulars to generallly. As in operations of Intellect we proceed from the contemplation of individuals to general abstractions, so in the development of the passions in like manner from Private to public affectins.

પ્રેમ પંથના પવિત્ર પાન્થ કાલિદાસ પણ કહી ગયા છે કે

'शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
वार्द्धके मुनिवृत्तीनां योगेनांततनुत्यजाम् ॥'

ભવભૂતિ પણ ભાખી ગયો છે કે,

'अद्वैतं सुखदु:खयोरनुगुणं सर्वास्ववस्थासु य- ।
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ॥
कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितं ।
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत् प्राप्यते ॥'

"સુખ અને દુ:ખમાં જેનો એક સરખો ભાવ છે, સર્વ અવસ્થામાં જે અનુકૂળ છે, જેને મેળવીને હૃદય આરામ અને વિશ્રામ મેળવે છે. વૃદ્ધાવસ્થા જેની ગાઢતાને નષ્ટ કરી શકતી નથી, કાળે કરીને પરિપકવ થયાથી લજ્જારૂપ આવરણ ભેદીને જે ઘનીભૂત્ સ્નેહનો આકાર ધારણ કરે છે તેનું નામ પ્રેમ છે."

હીરાલાલ પ્રેમના તત્ત્વજ્ઞાનના વિચારે ચઢી હીંચકા પર ઝુલવા લાગ્યો. પોતાના મગજમાં શેક્સપીયર ભવભૂતી અને કાલિદાસ જોડે વાતો કરવા લાગ્યો. કુંદન જમવા ચાલી નીકળી

હતી તે જમવાના સ્થળે પહોંચી, ત્યાં જમવાના સમયની ઘણી વાર હતી. ઢાળનો સમય સાડાપાંચ છ વાગે થાય છે એ કુંદનની ધ્યાનમાં રહ્યું નહિ પણ હીરાલાલને મળવાના તાનની તાલાવેલીમાં તે તરત તૈયાર થઈ પોણા પાંચ વાગે ગુસ્સાપારેખની પોળમાં આવી ચઢી. પોળમાં રસોઈ તૈયાર થતી હતી. જમવાને થોડાં ગણ્યાં ગાંઠાં પાંચ સાત માણસ આ વખતે વ્હેલાં આવેલાં હતાં. તેઓ પોળના એક ઓટલે આડાં અવળાં બેસી ગપ્પાં મારતાં હતાં. કુંદન પણ એક ઓટલે બેઠી. આશરે પા કલાક સુધી વિચારમાં બેસી રહી. તેના જીવને કાંઇ ચેન પડયું નહીં; તે બે ત્રણવાર ઊઠી હીરાલાલના ઘર ભાણી વળી; રસ્તામાં કાંક વિચાર આવતાં પાછી વળી, આ પ્રમાણે પાંચ સાત વાર સુધી તે પોળમાં આવી ને બહાર ગઇ. છેવટે ગમે તેમ થાય તો પણ ભલે, દુનિયા મરજીમાં આવે તેમ બોલશે તોપણ મારે શું? કહી સજ્જડ નિશ્ચય કરી હીરાલાલના ઘર ભાણી વળી; જતાં તેને વિચાર થયો કે કોઇ પરાયું માણસ હીરાલાલના ઘરમાં હશે તો મારા વાસ્તે શો વિચાર બાંધશે? આથી પળવાર ખંચાણી, છેવટે ઇશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે; બાનાની પત પરમાત્મા રાખશે એવો અંતિમ વિચાર કરી ત્વરાથી હીરાલાલના ઘર ભણી વળી; પાંચેક મિનિટમાં હીરાલાલને ઘેર પહોંચી. બારી ઉઘાડી જોઇ તેને નિરાંત વળી, ધીમાં પગલાંથી ઘરનાં પગથીઆં ઉપર ચઢી. ચોરની માફક ઘણા ધીમા [illegible] બારણું [illegible] ઉઘાડયું; અને અંદર જઇને યુક્તિથી બંધ કર્યું; [illegible] પહેલા પગથીઆ પર પગ મુકતાં તેને શ્વાસ ભરાઈ આવ્યો, તેનું શરીર

પુલકાયમાન થઈ ગયું, પાંચેક સેકન્ડ સુધી પગથીઆ પર પગ દઈ ઊભી રહી.

હીરાલાલ આ વખતે ગંભીર વિચારમાં ગુંથાએલો હતો. તેનું બારણું ઉઘડયું, વસાયું તેની તલમાત્ર પણ ખબર તેને પડી નહિ. તે ઉન્મત્ત બનીને કાલિદાસ અને સેક્સપીયરના કાવ્યમાં ઘુમવા લાગ્યો; છેવટે પ્રેમતત્ત્વનો વિચાર કરતાં કરતાં એક ગઝલ પર આવી લલકારવા લાગ્યો; અને તેના તાનમાં મસ્ત થયો.

*      *      *      *      *      *

ગઝલ.

" મનોહર પ્રેમ મન્દિરની, સીડી છે સાંકડી જોજે,
જણાયે વાત જુડી તો જરા જઈને ચડી જોજે—૦ "

કુંદન સીડી પર ચઢતાં પ્રેમ સૂચવણીના ઉદ્ગાર સાંભળી સ્તબ્ધ થઈ ગઈ,

*      *      *      *      *

" ઘણા ચતુરાઈથી ચડતાં રડે છે રાગ તાણીને,
ફંદનનો સ્વાદ લેવાને હૃદય ખોલી રડી જોજે "

ચોધાર આંસુ કુંદનની આંખમાં આવી ગયાં, અને આ શું બોલાય છે તેની ખુબીમાં મુંઝાઇ ગઇ,

" ઘડે છે ઘાટ કેવા ત્યાં જવાને આશકો ઉરમાં,
તજી ઘર કામ નેવા ઘાટ ઘટ માંહે ઘડી જોજે. "

કુંદનને પોતાના સાહસનો પસ્તાવો થવા લાગ્યો,

" ચતુર લોકો તણી ચાલે, નહી ત્યાં લેશ ચાલાકી,
અનુભવ એહનો લેવા, મહા મતિને મળી જોજો; "

અલેતી બાળા હડપચી પર આંગળી મૂકી ધ્યાનથી ગજલના તાનમાં ને તાનમાં તલ્લીન થઈ ગઈ;

"ગળે છે ગર્વ જ્ઞાનીનો, બળે છે બુદ્ધિનું બળ ત્યાં;
નડે છે શું નથુરામ કૃપાથી એ કળી જોજો."

નથુરામ સુંદરજી કવિ.

ગઝલ લલકારી હીરાલાલ હીંચકો અટકાવી સ્તબ્ધ થઇ ગયો, કુંદન મનની કોમળતાને દુર કરી આષાડની ઘનઘોર ઘટામય શ્યામ વાદળીમાં ચપળા જેમ ચમકારો મારી વિશ્વને ચમકાવી નાંખે તેમ હીરાલાલને ચમકાવતી વાદળ ચીરી વીજળી જેમ ધસી આવે તેમ સીઢીના છેલ્લા પગથીઆ પર પગની એડીનો ધમકાર કરી દાદર વાદળ ચીરી હીરાલાલ સમક્ષ જઇને ઊભી રહી, અને કહ્યું:-

"થયા ગુલતાન સ્વપ્નામાં, ગયા શું દીવ્ય દુનિયામાં;
લોભાયા સ્વર્ગ સુખમાં કે, ડુબ્યા શું સ્નેહ દરિયામાં.
ઓહો દિલબર બિરાદર હે, સહોદર હે મુસાફર હે;
મુસાફરી મુકો સોબતની, મહોબત સો રહી હ્રદયે !!""

"આતે સ્નેહનું શોધન કે હૃદયનું છેદન ?"

**પ્રથમ ભાગ સમાપ્ત.**



આતે સ્નેહનું શોધન કે હૃદયનું છેદન ? ( પાનું ૨૧૨ મું. )

મહાન્ વીર યોદ્ધાઓનાં અપૂર્વ પરાક્રમ વાંચવાં

હોય તો જરા નીચે નજર કરો !

# રત્નગઢની રંભા

યાને

## રણઘેલા રજપૂત.

જેમાં પ્રેમ વીર, શૃંગાર, કરૂણા વગેરે રસનો સમાવેશ કરેલ છે, વિષયાંધ રાજાનું રાજ્યતંત્ર, વીર રજપૂતોની રાજ્યભક્તિ અને સ્વદેશ પ્રતિ કુલિન કન્યાઓના અદ્ભુત પ્રેમનું દર્શન, ઉપરથી સ્વરૂપવાન અને અંદરથી રાક્ષસી કામ કરનારી એક ખૂબસુરત બલાનાં હૃદયદ્રાવક કૃત્યો, તેમજ રાજ્યલોભથી પવિત્ર માણસમાં પણ થતો અદ્ભુત ફેરફાર વગેરે અનેક મનોવેધક પ્રકરણોનો તાદ્રશ્ય ચિતાર ચીતરવામાં આવ્યો છે. નીતિ, રીતિ અને સ્વદેશ પ્રીતિના જ્ઞાનને માટે આ પુસ્તક અવશ્ય એકવાર વાંચવુંજ જોઇએ. જાતે વખાણવું તે સોના પર ઢોળ કરવા સમાન છે. સારા ગ્લેજ કાગળ પાકું સોનેરી પુંઠું હોવા છતાં **કીંમત** માત્ર રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.**

૨૬૩૦, પાનકોર નાકા-અમદાવાદ.

સંસારને સ્વર્ગ બનાવનાર અત્યુત્તમ, તેમજ
વિદ્વાનવર્ગમાં વખણાયલી રસિક અને
બોધક નવલકથા

# મિલન-મંદિર.

કુટુંબ કલેશથી મુક્ત થવા ઇચ્છનારે, સગાંવ્હાલાંઓને સ્નેહની પ્રાપ્તિ કરાવવાની ઇચ્છા રાખનારે, બ્રહ્મચર્યનો દૈવી મહિમા જાણવાની જીજ્ઞાસા ધરાવનારે, આદર્શ સતી થવાની ઇચ્છા રાખનાર બ્હેનોએ, ગુણિયલ ગૃહિણી થવાની ઇચ્છા રાખનાર સ્ત્રીઓએ અને વિષયવાસના રાખનારનું અનિષ્ટ થયેલું જોવાની ઇચ્છા રાખનારે આ નવલકથા અવશ્ય વાંચવીજ જોઇએ.

**આ નવલકથા એક વખત કુટુંબમાં વંચાવ્યાથી સંસાર સોનાનો થશે અને અશાન્તિપૂર્ણ સંસારમાં શાન્તિના તરંગો ઉછળશે.** સોનેરી પુઠું છતાં કીંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.